

'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૭

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

---

## ભાગ ૭

---

# સ્વદેશી

---


પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ કોટ, મુંબઇ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના **જાણીતા** પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ **જાણીતી** ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઇ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૭

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૭

---

# સ્વદેશી

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત બાર આના

સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે.

× × ×

સ્વદેશી સાંપડ્યા વિના આપણને આગળ જવાનું જોર જ નહિ મળે. હિંદનો આર્થિક ઉદ્ધાર સ્વદેશીમાં જ છે એવી મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં ધર્મનાં મૂળ છે. ધર્મનો ત્યાગ કરીને કોઇ પ્રજા ઉન્નતિ પામી નથી અને પામશે નહિ.

× × ×

જો તમને ખાદી ન મળે તો તમે માત્ર લંગોટી જ પહેરજો, પણ પરદેશી કપડાં તો કહાડજો જ.

× × ×

સૂતર કાત્યું નથી, પણ હૃદય કાત્યું છે.

પ્રિન્ટરઃ એમ્. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું–અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી–એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ–જડતા તરફ–એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ સૂઇ ગઇ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી–ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી–નહિ સમજાતી–કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઈને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદૃશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય દૃષ્ટે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરું પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. ‘ગાંધી=શિક્ષણ’ નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર ‘સત્યાગ્રહ’ હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન ‘સત્યાગ્રહ’ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં ‘ધર્મ’ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર ‘આરોગ્ય’ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. ‘કેળવણી’ કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં ‘સ્ત્રીસ્વાતંત્ર્ય’નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર ‘સ્વદેશી’ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર ‘પ્રજાબંધારણ’ વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમા લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મોલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સૂધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારૂં ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સિદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર, અમારા કાર્યાલયના સેવાવૃત્તિવાળા ભાઇઓ સહિત સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓક્ટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઈ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલેટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઈ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીક્ટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.




'નવજીવન.' પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશકઃ રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશકઃ જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'<br>'સર્વોદય.' } પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશકઃ ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશકઃ સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.




# અનુક્રમણિકા.



# ગાંધી-શિક્ષણ.

## સ્વદેશી.

### ૧. સ્વદેશીભાવના.*

૧. મેં બહુ વિચાર કર્યા પછી સ્વદેશીનું લક્ષણ બાંધ્યું છે, અને મને લાગે છે કે તેનાથી મારો કહેવાનો ભાવાર્થ બહુ સારી રીતે સમજી શકાશે. સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે. દાખલા તરીકે, મારામાં સ્વદેશીભાવના હોય તો ધર્મના વિષયમાં મારે મારા બાપદાદાના ધર્મને જ વળગી રહેવું જોઇએ. તેમ કરવાથી હું મારી નિકટની ધાર્મિક પરિસ્થિતિનો ઉપયોગ કરૂં છું. જો મને તેમાં ખામી જણાય, તો તે દૂર કરીને મારે તેની સેવા કરવી જોઇએ. રાજકીય વિષયમાં, મારે દેશી સંસ્થાઓનો જ ઉપયોગ લેવો જોઇએ, અને તેની પૂરવાર થયેલી ખામીઓ કહાડી નાખીને મારે તેની સેવા કરવી જોઇએ. આર્થિક વિષયમાં મારી પાસે વસનારાઓએ ઉત્પન્ન કરેલી વસ્તુઓનો જ મારે ઉપયોગ કરવો જોઇએ, અને જે ઉદ્યોગમાં ન્યૂનતા જણાય તે દૂર કરી તેને પગભર કરી મારે તેની સેવા કરવી જોઇએ. એમ કહેવામાં આવ્યું છે કે જો સ્વદેશીભાવનાનુસાર આચરણ કરવામાં આવે, તો સત્યયુગ જલ્દી આવે.

* આ ભાષણ ૧૯૧૬ માં મદ્રાસમાં ભરાયેલી મિશનરી કૉન્ફરન્સમાં આપવામાં આવ્યું હતું.

૨. સ્વદેશીનાં ઉપર વર્ણવેલા ત્રણ ક્ષેત્રોનો આપણે ટૂંકમાં વિચાર કરીશું. હિન્દુધર્મ પરંપરાને જાળવી રાખે છે, તેથી તે જબરદસ્ત સત્તાવાળો થયો છે. આમ થવાનું કારણ એ છે કે તેનાં મૂળમાં સ્વદેશી-ભાવના રહેલી છે. તે અત્યંત સહિષ્ણુ છે, કારણકે તે કોઇ પાસે ધર્મની ફેરબદલી કરાવતો નથી, અને જેમ તેનો વિકાસ ભૂતકાળમાં થતો જણાયો છે તેમ આજે પણ થઇ શકે છે. કેટલાક ખોટી રીતે માને છે તેમ હિંદુધર્મે બૌદ્ધધર્મને હાંકી કહાડ્યા નથી, પરંતુ તેણે તે ધર્મને પોતાનામાં જ મેળવી દીધો છે. સ્વદેશીભાવનાને લઇને હિન્દુ પોતાનો ધર્મ બદલવા ના પાડે છે. તેમ કરવામાં તેની એવી કંઇ ખાસ માન્યતા હોતી નથી કે હિન્દુધર્મ સર્વોત્તમ ધર્મ છે, પરન્તુ તે જાણે છે કે પોતે તેમાં સુધારા દાખલ કરીને તેને ન્યૂનતારહિત બનાવી શકે છે. જે મેં હિન્દુધર્મ વિષે કહ્યું છે તે હું માનું છું કે જગતના બીજા મોટા ધર્મોને પણ લાગુ પડે છે. છતાં એટલું તો ખરૂં છે કે હિન્દુધર્મની બાબતમાં આમ ખાસ કરીને છે.

૩. હિન્દમાંની મોટી ધર્મપ્રચારક સંસ્થાઓએ હિન્દ માટે જે કંઇ કર્યું છે અને કરે છે તે વાસ્તે હિન્દ તેનો બહુ ઋણી છે. પરંતુ જો આ સંસ્થાઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિ છોડી દઇ માત્ર પરોપકારી કાર્યો ચાલુ રાખે, તો શું તેઓ વધારે ભલું ન કરી શકે અને ધર્મનાં મૂળતત્ત્વની સેવા વધારે સારી રીતે ન કરી શકે? હું અંતઃકરણપૂર્વક અને વિનયપૂર્વક આ સૂચના કરૂં છું. વળી આ વિચાર રજુ કરવા માટે મેં કંઇક અધિકાર મેળવ્યો છે. મેં બાઇબલનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. હું મારા ધર્મગ્રન્થોમાં તેની ગણત્રી કરૂં છું. મારા હૃદય ઉપર "સર્મન ઓન ધી માઉંટ"ના રહસ્યે લગભગ ભગવદ્ગીતા જેટલી જ અસર કરી છે. "લીડ કાઇન્ડલી લાઇટ" અને તેના જેવાં બીજાં દૈવી પદો ભક્તિપૂર્વક ગાવામાં હું કોઇ ખ્રિસ્તીથી ઉતરૂં એમ નથી.

૪. હું ખ્રિસ્તીધર્મના જૂદા જૂદા સંપ્રદાયના ધર્મપ્રચારકના સમાગમમાં આવ્યો છું, અને તેઓમાંથી કેટલાક સાથે તો હું આજ દિન સુધી મિત્રતા ભોગવવા ભાગ્યશાળી થયો છું. એટલે તમે કદાચ માન્ય કરશો કે મેં ઉપલી સૂચના એક ધર્માંધ હિન્દુ પેઠે નથી કરી, પરન્તુ ખ્રિસ્તી-ધર્મ માટે માન ધરાવનાર એક નમ્ર અને નિષ્પક્ષપાત ધર્મના વિદ્યાર્થી

તરીકે કરી છે. એમ તો નહિ હોય કે "ગો યી અંટુ ઓલ ધી વર્લ્ડ" એ સંદેશ કંઇક સંકુચિત રીતે સમજવામાં આવ્યો હોય અને તેનો ભાવ ભૂલાઇ જવાયો હોય?

૫. આની તો ના નહિ જ પાડવામાં આવે, અને આ હું અનુભવથી કહું છું કે ઘણા ખરાએ ધર્માન્તર કેવળ નામનો જ કર્યો હોય છે. કેટલાકો ઉપદેશની ઉત્તમતાને લીધે તેમ કરતા નથી, પરંતુ ભૂખમરાને લઇને તેમ કરવા દોરાય છે. દરેકની બાબતમાં ધર્માન્તરથી એક એવો દોષ રહી જાય છે કે જે અપરિહાર્ય છે. આ પણ હું અનુભવથી જ કહું છું કે દરેકે દરેક મોટા ધર્મમાં નવજીવનની પ્રાપ્તિ અને અંતરનો વિકાસ પૂર્ણ રીતે થઇ શકે છે. વળી હું એમ કહેવા ઇચ્છું છું કે યુરોપમાં વિગ્રહથી થયેલા ભયંકર અત્યાચારથી એમ જણાય છે કે શાંતતાની મૂર્તિ નેઝરથવાસી જીસસનો સંદેશ યુરોપમાં ભાગ્યે જ સમજવામાં આવ્યો છે, અને વખતે તેનું સ્પષ્ટીકરણ કરવા માટે પૂર્વની મદદ પણ લેવી પડે.

૬. હું નથી માની શકતો કે ધર્મનો રાજકીય પ્રવૃત્તિ સાથે સંબંધ નથી. ધર્મથી છૂટી પડેલી રાજકીય પ્રવૃત્તિને શબની પેઠે અગ્નિસંસ્કાર કરવો જોઇએ. મને લાગે છે કે ધર્મને રાજકીય પ્રવૃત્તિથી છૂટો પાડવામાં આવ્યો ન હોત તો બંનેની ઘણી વાર થતી જણાય છે એવી અધોગતિ થઇ ન હોત. કોઇ એમ નથી માનતું કે દેશનું રાજકીય જીવન સારી સ્થિતિમાં છે.

૭. સ્વદેશીભાવનાનું પાલન કરતો હોવાથી હું દેશી સંસ્થાઓ ઉપર મારું લક્ષ્ય આપું છું; એટલે હું ગ્રામ્યપંચાયતોને જ વળગી રહું છું. હિંદ ખરેખર એક પ્રજાસત્તાક દેશ છે, અને તેને લઇને જ તે અત્યારસુધી તેના ઉપર કરવામાં આવેલા દરેક પ્રહાર સામે ટકી શકયું છે. રાજા અને અમીરો, પછી તેઓ હિંદી હો કે પરદેશી હો, તેઓ માત્ર કર ઉઘરાવવાના પ્રસંગ ઉપર વિશાળ જનસમૂહના સંબંધમાં આવતા, અન્યથા તેવું ભાગ્યે જ બનતું. પ્રજા પણ રાજાને રાજાનો ભાગ આપી છૂટતી, અને પછી પોતાની રુચિમાં આવે તેવું ઘણું યે કરતી. જ્ઞાતિનું વિસ્તૃત બંધારણ પ્રજાની ધાર્મિક જરૂરિયાતો પૂરી પાડતું એટલું જ નહિ, પરંતુ તેની રાજકીય આવશ્યકતાને પણ પહોંચી વળતું. ગ્રામ્યજનો

ગ્રામ્યવ્યવહાર જ્ઞાતિબંધારણ દ્વારા ચલાવતા; અને તેનાથી જ તેઓ રાજ્યસત્તાના જૂલમની સામે થતા. જે પ્રજા જ્ઞાતિવ્યવસ્થા ઉત્પન્ન કરવા સમર્થ થઇ છે તેમાં વ્યવસ્થા કરવાની અદ્દ્ભુત શક્તિ નથી એમ કહેવું અઘટિત છે.

૮. સ્વદેશીભાવનાના ત્યાગથી બહુ હાનિ પહોંચી છે, અમે કેળવાયલા વર્ગે અમારૂં શિક્ષણ વિદેશી ભાષા મારફત લીધેલું હોવાથી પરિણામે અમે અમારા જનસમૂહ ઉપર અસર કરી શક્યા નથી. અમે જનસમૂહના પ્રતિનિધિ થવા ઇચ્છીએ છીએ, પરન્તુ તેમાં અમે નિષ્ફળ નિવડીએ છીએ. લોકો અંગ્રેજી અમલદારો કરતાં અમારી કદર વધારે કરતા નથી. આ એમાંથી એક વર્ગ તેઓના અંતરપટ ઉપર સંસ્કાર પાડી શકતો નથી. લોકોની અભિલાષાઓ અમારી અભિલાષાઓ નથી એટલે અમારી વચ્ચે અંતરાય પડ્યો છે. ખરી રીતે જોતાં તમને જણાશે કે અમારામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એમ નથી, પરંતુ પ્રતિનિધિઓ અને જેઓના અમે પ્રતિનિધિ થવા ઇચ્છીએ છીએ તેઓ બંને વચ્ચે સંબંધ નથી.

૯. છેલ્લા પચાસ વર્ષ દરમિયાન અમને અમારી માતૃભાષામાં શિક્ષણ આપવામાં આવ્યું હોત, તો અમારા વડિલોને, અમારા નોકર ચાકરોને, અમારા પાડોશીઓને અમારાં જ્ઞાનનો લાભ મળ્યો હોત. બોઝ અને રૅાય જેવાની શોધો રામાયણ અને મહાભારતની પેઠે ઘરઘરનો ખજાનો થઇ પડી હોત. અત્યારે તો તે શોધો પરદેશીઓએ કરેલી શોધો જેટલી જ લોકોને અજાણી છે. વિષયમાત્રનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવ્યું હોત, તો હું એમ કહેવા હિંમત કરૂં છું કે તેનો વિકાસ આશ્ચર્યકારક રીતે થયો હોત, ગ્રામ્યસુખાકારી અને એવા બીજા પ્રશ્નોનો નિવેડો ક્યારનો આવી ગયો હોત, ગ્રામ્યપંચાયતો અત્યારે વિશેષ રીતે જીવન્ત સંસ્થાઓ બની હોત, અને હિંદ ક્યારનું યે અત્યારે પોતાની પરિસ્થિતિને અનુકૂળ એવું સ્વરાજ્ય ભોગવી રહ્યું હોત. ભૂલ સુધારવા માટે હજી પણ મોડું થયું નથી.

૧૦. હવે હું સ્વદેશીનો છેલ્લો ભાગ હાથ ધરૂં છું. આર્થિક અને ઔદ્યોગિક જીવનમાં સ્વદેશીનો ત્યાગ કરવાથી દેશને હાનિ પહોંચી છે. લોકોની અત્યંત ગરીબાઇ તેને આભારી છે. હિંદની બહારથી એક પણ

જણુસ વ્યાપાર અર્થે અહિં લાવવામાં આવી ન હોત, તો હિંદ આજે દહિં દૂધથી છલકાતી ભૂમિ થઇ રહી હોત. પરંતુ તેવું ભાગ્ય જ ન હતું. આપણે લોભી બન્યા હતા.

૧૧. ઇંગ્લાંડનું પણ તેમ જ હતું. તેણે પોતાની નીતિ જાહેર કરી છે કે હિંદીઓના હિત માટે જ તે હિંદને સંભાળે છે. જો આ ખરૂં હોય, તો લૅંકેશાયરે વચ્ચે આવવું નહિ જોઇએ; અને જો સ્વદેશી સિદ્ધાંત સંગીન હોય તો લૅંકેશાયરને વચ્ચેથી ખસી જવામાં કંઇ નુકસાન નહિ થાય, જોકે ક્ષણભર તો તેને ધક્કો પહોંચવા જેવું લાગશે !

૧૨. વેર લેવાના ભાવથી ઉપાડવામાં આવેલી બૉયકોટની ચળવળ જેવી સ્વદેશીની ચળવળને હું લેખતો નથી. હું તો તેને સૌ કોઇને પાળવાના ધાર્મિક નિયમ તરીકે માનું છું. હું અર્થશાસ્ત્રી નથી, પણ મેં કેટલાક એવા ગ્રંથો વાંચ્યા છે કે જેના ઉપરથી મને જણાય છે કે ઇંગ્લાંડ પોતાને જોઇતી બધી વસ્તુઓ ઉપજાવીને પોતાનું પોષણ કરી શકે એમ છે. આ વાત સાવ હસી કહાડવા જેવી લાગશે. અને તેમાં સત્ય ન હોઇ શકે એનો સૌથી સરસ પૂરાવો આ આપવામાં આવશે કે દુનિયાના સૌથી મોટા આયાત કરનારા દેશોમાંહેનો તે એક છે. પરંતુ હિંદ પોતાનો નિભાવ ન કરી શકે ત્યાંસુધી તેના માટે લૅંકેશાયર કે પછી બીજા કોઇ દેશની ઉપાધિ કરવી શક્ય નથી. અને પોતાની હદમાં જ પોતાની જરૂરિયાતોને પહોંચી વળવા માટે જોઇતી દરેક વસ્તુ તે પેદા કરે તો જ હિંદ પોતાનો નિભાવ કરી શકે.

૧૩. ગાંડી અને નાશકારક હરિફાઇ, જે અંદર અંદર લડાવી મારે છે, જે ખાર અને બીજા અનેક દોષોને પોષે છે, તેનાં વમળમાં હિંદને પડવાની જરૂર નથી, હિંદે પડવું નહિ જોઇએ, પરંતુ તેના મોટા કરોડાધિપતિઓને દુનિયાની સાથે હરિફાઇમાં ઉતરતાં કોણ રોકી શકશે ? ખચિત કાયદાથી તેમ થઇ શકશે નહિ. છતાં પ્રજામતનું દબાણ અને યોગ્ય શિક્ષણ મનમાનતું ઘણું યે કરી શકે એમ છે.

૧૪. મારી મુસાફરી દરમિયાન જેટલા બને તેટલા વણકરોને મળવા મેં ખાસ પ્રયત્ન કર્યો હતો. એક પછી એક કુટુંબને એક વખત આબાદી ભોગવતા આબરૂદાર ધંધામાંથી ફારેગ થતાં જોઇ, મારૂં હૈયું પીડાયું હતું.

આપણે સ્વદેશી સિદ્ધાંતનું પાલન કરતા હોઇએ તો તમારી અને મારી આ ફરજ છે કે આપણી જરૂરિયાતો પૂરી પાડી શકે એવા પાડોશીઓ શોધી કહાડવા જોઇએ, તથા જેઓને તે કામ કરતાં નથી આવડતું તેઓને તે શીખવાડવું જોઇએ. [હું એમ માની લઉં છું કે] આપણા કેટલાક એવા પાડોશીઓ છે કે જેઓ ઉપયોગી ધંધાની શોધમાં છે. આમ થશે ત્યારે જ હિંદનું દરેક ગામડું પોષણ અને રક્ષણ માટે પોતાના ઉપર જ આધાર રાખતું બનશે, અને જે વસ્તુની સ્થાનિક પેદાશ નહિ જ હોય તેવી જ જણસોની આયાત તથા નિકાસ કરશે.

૧૫. પ્રજાને જો એક વખત એવી ખાત્રી થઇ જાય કે તેઓનો ધર્મ માત્ર હિંદમાં જ બનેલા કપડાં પહેરવાનો અને હિંદમાં જ ઉત્પન્ન થયેલો ખોરાક લેવાનો છે, તો પછી તેઓ બીજાં કોઇ કપડાં પહેરવા અથવા બીજો કોઈ ખોરાક લેવા લલચાશે નહિ. લૉર્ડ કર્ઝને ચ્હા પીવાનો રિવાજ દાખલ કર્યો તેથી પ્રજા આ નુકસાનકારક વસ્તુનો ભોગ થઇ પડતી જણાય છે. તેણે સેંકડો અને હજારો સ્ત્રીપુરુષની હોજરીને નુકસાન પહોંચાડ્યું છે. અને તેઓની ટૂંકી આવક ઉપર તે એક વધારે પડતા બોજા રૂપ થઇ પડી છે.

૧૬. જીવનની કોઇ પ્રવૃત્તિમાં કાયદો વચ્ચે પડે એ મને ઇષ્ટ નથી. કાયદો ગમેતેવો હોય તોપણ એક પ્રકારનું અનિષ્ટ જ છે. તેમ છતાં, પરદેશી માલ ઉપર કડક આયાત વેરો નાખવામાં આવે તો હું તેને ચલાવી લઇશ, બલ્કે વધાવી લઇશ, તેનો બચાવ કરીશ. નાતાલની બ્રિટિશ સંસ્થાને મોરિસિયસ નામની બીજી બ્રિટિશ સંસ્થાનમાંથી આવતી ખાંડ ઉપર જગાત નાખી પોતાના ખાંડના ઉદ્યોગનું રક્ષણ કર્યું હતું. હિંદનો વ્યાપાર હિંદની મરજી ઉપરાંત અરક્ષિત રાખી ઇંગ્લાંડે હિંદના સંબંધમાં પાપ કર્યું છે. તેમ કરવામાં વખતે તેને અમૃત મળ્યું હશે, પરંતુ આ દેશને તો તે ઝેર રૂપ થઇ પડયું છે.

૧૭. ઘણી વાર એમ કહેવામાં આવ્યું છે કે આર્થિક જીવનમાં તો હિંદ સ્વદેશીનો સ્વીકાર કરી શકે એમ નથી. જેઓ તરફથી આ વાંધો રજુ કરવામાં આવે છે તેઓ સ્વદેશીને જીવનના એક નિયમ તરીકે નથી ગણતા. તેઓની નજરે આ કેવળ દેશાભિમાનથી પ્રેરાયલો પ્રયત્ન છે, અને તેમાં કોઇ પણ જાતનો આત્મત્યાગ કરવો પડે તો તે છોડી દેવા જેવો છે.

૧૮. આગળ આપવામાં આવેલાં લક્ષણો પ્રમાણે સ્વદેશી એક ધાર્મિક નિયમ છે, અને કદિ કોઇ વ્યક્તિને શારીરિક અગવડ વેઠવી પડે તોપણ તેનો વિચાર કર્યા વિના તેનું પાલન કરવાનું છે, અને તેમ કરવા જતાં એક સોઇ કે ટાંકણી વાપરવી છોડી દેવી પડે, કારણકે આ વસ્તુઓ હિંદમાં નથી બનતી, તો તેથી આપણને મૂંઝવણ થવી ન જોઇએ. સ્વદેશી પાળનાર સેંકડો જણસો જે આજે તેને જરૂરની જણાય છે તે વિના ચલાવી લેતાં શીખે છે. વળી સ્વદેશીધર્મ પાળવો શક્ય નથી એવી દલીલ કરી જેઓ સ્વદેશી છોડી દે છે, તેઓ ભૂલી જાય છે કે સ્વદેશી તો એક લક્ષ્ય છે, જેની પ્રાપ્તિ માટે એકસરખો પ્રયત્ન કરવાનો છે. આપણા દેશમાં મળી શકતી ન હોય એવી વસ્તુઓ માટે હાલ તરત તો છૂટ મૂકી, અમુક નક્કી કરેલી વસ્તુઓના સંબંધમાં આપણે સ્વદેશીનું પાલન કરીશું, તોપણ આપણે આપણાં લક્ષ્ય ભણી જતા થઇશું.

૧૯. સ્વદેશી સામે રજુ કરવામાં આવતા વાંધાઓમાં હવે એક જ વાંધાનો વિચાર કરવો બાકી છે. વિરોધીઓ તેને એક અતિ સ્વાર્થી નિયમ તરીકે ગણે છે, અને કહે છે કે તેને માટે ચડિયાતા નીતિશાસ્ત્રમાં પ્રમાણ નથી. તેઓનાં મને તો સ્વદેશીનું પાલન કરવું એ જંગલી દશા પાછી સ્વીકારવા સમાન છે. હું આ દલીલનું વિસ્તારથી પૃથક્કરણ કરવા નથી ઇચ્છતો. છતાં હું એટલું જણાવીશ કે સ્વદેશી એ એક જ એવો સિદ્ધાંત છે કે જે નમ્રતા અને પ્રેમને અનુકૂળ છે.

૨૦. હું મારાં કુટુંબની ભાગ્યે જ સેવા કરી શકતો હોઉં, તેવે વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો એ મદ જ કહેવાય. હું મારાં કુટુંબને જ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવું, અને તેમ કરીને હું એમ માનું કે હું આખા રાષ્ટ્રની સેવા કરૂં છું, બલ્કે આખી માણસજાતની સેવા કરૂં છું, તો તે વધારે સારૂં કહેવાય. આમાં જ નમ્રતા છે, આમાં જ પ્રેમ છે. કર્મના સારાસારનો નિર્ણય વૃત્તિ ઉપરથી કરાય છે.

૨૧. બીજાઓને હું પીડા કરતો હોઉં છતાં તે ઉપર ધ્યાન આપ્યા વિના મારા કુટુંબની સેવા કરવી મારે માટે શક્ય છે. જેમકે હું એક એવું કામ લઉં કે જેને લઇ હું લોકો પાસેથી પૈસા કઢાવી શકું, અને તેમ કરી હું પૈસાદાર બનું અને પછી કુટુંબની ઘણી યે અણઘટતી ઇચ્છાઓ

પૂરી પાડું. આમ કરવાથી હું નથી સેવા કરતો કુટુંબની, કે નથી કરતો રાજ્યની. અથવા હું એમ માનું કે મારા તથા જેઓ મારી ઉપર આધાર રાખે છે તેઓના ભરણપોષણ માટે કામ કરવા વાસ્તે જ ઇશ્વરે મને હાથ-પગ આપ્યા છે, તો પછી હું મારૂં તથા જેઓ ઉપર હું સીધી અસર કરી શકું તેઓનું જીવન એકદમ સાદું કરી નાખું. આમ કરવાથી બીજા કોઇને હાનિ કર્યા વિના હું મારા કુટુંબની સેવા કરૂં છું. [ દરેક જણ આવા પ્રકારનું જીવન અંગીકાર કરે તો આપણું રાજ્ય તરત જ આદર્શરૂપ બને. ]

૨૩. બધા આ સ્થિતિએ એક જ વખતે નહિ પહોંચી શકે, પરંતુ આપણામાંથી જેઓને આમાં સત્ય જણાય છે અને જેઓ તેને અમલમાં મૂકે છે, તેઓ તે પુણ્યશાળી દિવસ ક્યારે આવશે તેનો ખ્યાલ અચૂક રીતે કરી શકશે તથા તે જલ્દીથી આવે એમ કરશે. જીવનરેખા આ પ્રમાણે દોરવાથી બીજા બધા દેશોને બાતલ કરી હિંદની સેવા કરતો જણાવા છતાં હું બીજા કોઇ દેશને નુકસાન પહોંચાડતો નથી.

૨૩. મારૂં દેશાભિમાન મર્યાદિત છે, છતાં સંકુચિત નથી. મારી જન્મભૂમિની સેવામાં હું મારૂં ચિત્ત પૂર્ણ નમ્રતાથી પરોવું છું, એટલે તે મર્યાદિત છે. પરંતુ મારી સેવા સ્પર્ધા કે વિરોધ રૂપે નથી, એટલે તે સંકુચિત નથી. ‘ તમારી પ્રવૃત્તિ એવી રીતે ગોઠવો કે જેથી તમારા પાડોશીને ખલેલ ન પહોંચે’. આ સૂત્ર કેવળ કાયદાનું જ નથી, પરંતુ એ તો જીવનનો એક મહાન્ નિયમ છે. અહિંસા અથવા પ્રેમનાં યોગ્ય પાલનની એ કુંચી છે. મહાન્ ધર્મના રક્ષકો પણ નવી પ્રથા પાડી શકે છે. આચારથી પોતાના ઉપદેશને પાવન કરી તેઓ લોકોને સમજાવી શકે છે કે દ્વેષભાવથી પોષાતું દેશાભિમાન મારે છે, પરંતુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે.



# ૨. સ્વદેશીનો અર્થ.



૧. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશી એટલે સર્વ હિંદીએ હિંદુસ્થાનમાં પેદા થતી ચીજોનો જ ઉપયોગ કરવો. એમાં આર્થિક સ્વાતંત્ર્ય રહેલું છે, તેથી સ્વદેશી એટલે આર્થિક સ્વતંત્રતા. આર્થિક સ્વતંત્રતા વિના સ્વરાજ્યનો કંઇ જ અર્થ નથી, તેથી સ્વદેશી એટલે સ્વરાજ્ય પણ કહેવાય.

૨. મારી સ્વદેશીની વ્યાખ્યા એવી સુંદર છે કે હાલોલનું સ્વદેશી એટલે હાલોલમાં જ બનેલું. હિન્દુસ્થાનના બાકીના ભાગનું હાલોલને હરામ હોવું જોઇએ.

૩. પણ હિન્દુસ્થાન એવું પાયમાલ બની ગયું છે કે આપણને જરૂર પડતી બધી ચીજો આપણે પેદા નથી કરી શકતા, તેથી આપણે જે વધુમાં વધુ જરૂરી વસ્તુ હોય તેને વિષે સ્વદેશીનું પાલન કરવું. આ વસ્તુ કાપડ છે, તેથી હિંદુસ્થાનમાં જ પેદા થતા કાપડનો ઉપયોગ કરવામાં હાલ સ્વદેશીનું પાલન રહ્યું છે.

૪. મારી સ્વદેશીની કલ્પનામાં માત્ર કાપડનો જ સમાવેશ છે, કેમકે પરદેશી કાપડનો ઉપયોગ થવાથી હિન્દુસ્થાનમાંથી લગભગ ૬૦ કરોડ રૂપિયા પ્રતિવર્ષ ચાલ્યા જાય છે, જોકે એ બધા રૂપિયા આપણે આપણા કારીગરોમાં જ વાપરી શકીએ છીએ. તેટલા કે તેથી ઓછા આપણે આગળ વાપરતા હતા. તે ધંધાની અવેજીમાં આપણા કારીગરોએ બીજો ધંધો ગ્રહણ કર્યો નથી અને અસંખ્ય ઓરતો જે પોતાના ઘરમાં નિરંતર થોડું ઘણું સૂતર કાંતી હિંદુસ્થાનને ઢાંકતી હતી, તે ઓરતોની દીકરીઓ અત્યારે પોતાની માનો પવિત્ર ધંધો ભૂલી ગઇ છે અને તેને બદલે બીજો ધંધો કશો યે કરતી નથી, તેથી જ દેશમાં અત્યંત ભૂખમરો વધ્યો છે. અને ગમેતેવા બીજા પ્રયત્ન થાય તોપણ જ્યાંસુધી આ કારીગરો અને

ઓરતો પોતાનો અસલી ધંધો ફરી ગ્રહણ નહિ કરે, ત્યાંસુધી કદાચ હિન્દુસ્થાનમાં ચારગણી મીલો થઇ જાય તોપણ કરોડોની ગરીબાઈ કદિ ઘટવાની જ નથી. એવા કારણથી મેં સ્વદેશીને ઉત્તમ ધર્મ માન્યો છે. સોય, હોલ્ડર ઇત્યાદિ દેશમાં પેદા થાય એ ઇચ્છવા જેવું છે. આપણે છેવટે એ સ્થિતિએ પણ પહોંચવું રહ્યું છે. પણ એની સરખામણી કાપડની સાથે થઇ જ નહિ શકે. આ ઉદ્યોગો આપણે નવા દાખલ કરવાના રહ્યા. તેમાં કરોડો જે કંગાળ થઇ ગયા છે તેઓને આપણે નહિ રોકી શકીએ. પણ તે શક્તિ વડે આપણે ૬૦ કરોડનું નવું કાપડ અસંખ્ય સ્ત્રીઓ અને કારીગરોની મારફતે કઢાવી શકીશું, કેમકે ૬૦ કરોડ રૂપિયાની વાર્ષિક આવકનો ઉદ્યોગ હિંદુસ્થાનમાં દાખલ કરવામાં ઘણો આત્મભોગ, યોજનાશક્તિ, બુદ્ધિ, પ્રામાણિકતા, દઢતા ઇત્યાદિ ગુણોને ખૂબ કેળવવા પડશે. તે ગુણો જ્યારે ઘણા કેળવાશે ત્યારે જ મેં કલ્પેલી સંકુચિત લાગતી સ્વદેશીને આપણે મજબૂત પાયા ઉપર મૂકી શકીશું.

૫. આ સ્વદેશીધર્મ કંઇ હિંદુને જ સારૂ નથી કે અમુક શહેરને જ સારૂ નથી; તેનું પાલન કરવું એ હિંદમાં વસતા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, ગોરા, કાળા, સ્ત્રી, પુરુષો, બધાની ફરજ છે. આપણે બધા સ્વદેશી કાપડ જ વાપરવાનું વ્રત લઇને આપણને બાંધી લઇએ. આપણને જરૂર પડતું બધું કાપડ હિંદમાં બનતું નથી, તેથી તે આપણે પેદા કરીએ.

૬. સ્વદેશીવ્રત સૌને માટે આવશ્યક વ્રત છે. સ્વદેશીજીવન અને સ્વદેશીભાવનાથી સૌને પરિચિત થવાની જરૂર છે. હું એમ કહેવા માગું છું કે આપણી જરૂરિયાતો સંતોષવાને માટે આપણા પાડોશીઓને મૂકીને બીજા પાસે જઇએ, તો આપણે આપણા જીવનના એક પવિત્ર નિયમનો ભંગ કરીએ છીએ.

૭. મુંબઇથી કોઇ માણસ અહિં આવે અને પોતાની પાસેનો માલ ખરીદ કરવા તમને કહે તો જ્યાંસુધી તમારા પોતાના આંગણામાં જન્મેલો અને મોટો થયેલો વ્યાપારી છે, ત્યાંસુધી તમે મુંબઇના વ્યાપારીને ટેકો આપવામાં યોગ્ય કરતા નથી. સ્વદેશીનો મારો આવો વિચાર છે.

૮. તમારાં ગામડામાં જ્યાંસુધી તમારાં ગામનો જ હજામ છે, ત્યાંસુધી શહેરથી તમારી પાસે આવેલા હોંશિયાર હજામને દૂર રાખીને તમે તેને ટેકો

૧૧૧૮૩



આપવાને બંધાયલા છો. તમને એમ જણાય કે તમારા ગામના હજામે શહેરના હજામ જેટલી નિપુણતા મેળવવી જોઇએ, તો તમે તેને તેવું શિક્ષણ દઈ શકો છો. જોઇએ તો તમે તેને શહેરમાં મોકલો, કે જેથી તે ત્યાં જઇ પોતાનો ધંધો શીખી આવે. જ્યાંસુધી તમે તેમ ન કરો, ત્યાંસુધી તમે બીજા હજામ પાસે જવામાં વ્યાજબી કરતા નથી. આમ કરવામાં જ ખરૂં સ્વદેશી રહેલું છે. આપણને જણાય કે ઘણીએ વસ્તુઓ એવી છે કે જે આપણને હિંદમાં મળી શકતી નથી, તો આપણે તેના વિના ચલાવી લેવા પ્રયત્ન કરવો જોઇએ. આપણને ઘણી વસ્તુઓ જરૂરની જણાય પણ તેના વિના આપણે ચલાવી લેવું જોઇએ. પરંતુ ખાત્રીથી માનજો કે જ્યારે તમારૂં મન આવા પ્રકારનું થશે, ત્યારે તમારા માથેથી એક મોટો બોજો ઉતરી ગયેલો તમને જણાશે.

૯. આપણે સહુએ સ્વાશ્રયી બનવાનું છે, સહુએ સર્વોપરી બનવાનો પ્રયત્ન કરવાનો છે. આપણે એકબીજા સાથે આ બાબતમાં વધારે ને વધારે જોશથી હરિફાઈ કરીશું, ત્યારે આપણને સ્વરાજ્ય મળશે. એ જ સ્વરાજ્યની ચાવી છે.



# ૩. શુદ્ધ સ્વદેશીમાં સાવચેતી.



૧. સ્વદેશીનાં કેટલાંક મૂળતત્ત્વો સમજી લેવાં બહુ આવશ્યક છે. લાખો મુસલમાનો સ્વદેશીવ્રત લઇને બેસી જાય તો સ્વદેશીની વૃદ્ધિ થાય કે ? મને લાગે છે કે જો તેઓની હાજત પૂરતો નવો માલ પેદા થાય તો વૃદ્ધિ થાય, અથવા બીજાઓ અને મુસલમાન વ્રત લેનારા પોતાની કપડાંની હાજતો ઓછી કરે તો થાય.

૨. આપણી મીલોમાં જે માલ પેદા થાય છે તે હિંદુસ્થાનને સારૂ પૂરતો નથી. મીલો વધારે કાપડ તરતમાં પેદા કરી શકે તેમ નથી. જેટલું સૂતર મીલો કાંતે છે તેનાથી વધારે વણવાની તેમની તાકાત છે. એટલે મીલના સૂતરથી હાથવણાટ કરીએ તેટલું ઓછું કાપડ મીલો વણે, તેટલું વધારે કાપડ પેદા થાય નહિ. આનું પરિણામ એ આવે કે બહારથી કાપડ વધારે આવવાને બદલે સૂતર વધારે આવે. એટલે આપણે છીએ ત્યાંના ત્યાં જ રહીએ. વણાટના પૈસા તો અહિં બચાવી શકીએ એમ માનવાનું યે કારણ નથી, કેમકે સૂતરના દામ વધે. આ સ્વદેશી ન કહેવાય.

૩. આપણે કલ્પેલી સ્વદેશીમાં ધર્મની અને અર્થની રક્ષા રહેલી છે. આપણાં જ પાડોશી, આપણાં જ ભાઇબહેનોની સેવા આપણે ન કરી શકીએ, તેમના મોંમાંથી કહાડીને દૂરનાના મોંમાં નાંખીએ એ પરમ અર્થ નથી, એ દયા નથી. એમાં તો આપણે આપણું ક્ષેત્ર છોડ્યું ગણાય. એટલે આપણી કાંતનારી બહેનોને અને આપણા વણકરોને ઉત્તેજન આપવા આપણે બંધાયા છીએ; અને તેમ કરતાં આપણે સાઠ કરોડ રૂપિયા દેશનાં ભૂખે મરતાંના ઘરમાં નાખીએ એ અર્થનું રક્ષણ આ બન્નેની રક્ષા સાથે જ થાય એવો સ્વદેશી સહેલો ધર્મ છે.

૪. એ ધર્મ તો હાથે સૂતર કાંતીએ અને તે વણીએ ત્યારે જ પાળી શકાય. તેથી સ્વદેશીની પ્રવૃત્તિ એ જ સાચી અને શુદ્ધ ગણાય કે જેથી આપણે વધારે સૂતર પેદા કરી તે વણાવી લઇએ અને એમ વણાયેલું

કપડું આપણે વેચીએ. તેથી સ્વદેશીના દરેક શોખીને અને સ્વદેશી દુકાનો ચલાવનારને મારી સલાહ છે કે તેમણે કાંતનારીઓને પેદા કરવી અને તેમણે બનાવેલું સૂતર વણાવી તેનો પ્રચાર કરવો. હું જાણું છું કે આ કામ મુશ્કેલ છે, તેમાં નિરાશાઓ રહેલી છે, પણ મુશ્કેલીઓનો માર્ગ ખેડ્યા વિના ઉન્નતિ સંભવતી નથી. ધવલગિરિનો રસ્તો અસંખ્ય મુસાફરોના હાડકાંથી લદાયેલો છે. કાચાપોચા તો તળેટીએથી જ થાકે છે, છતાં ત્યાં જવાનો રસ્તો ખીણો અને ટેકરીઓમાં જ રહ્યો છે. એટલે સ્વદેશીનું સાહસ કરનારાઓ સ્વદેશીનું તત્ત્વ સમજીને કાર્ય આગળ વધારશે તો પશ્ચાત્તાપ નહિ કરવો પડે. ભલે પોતે જ કાંતવાનું કરી વિરમે, ભલે થોડાને જ પોતાનો આવેશ આપી શકે. સ્વદેશી ન ચાલે તો સ્વદેશીને નામે ઓળખાતા સાહસથી સંતોષ પામવામાં નુકસાન છે. સુવર્ણની ગરજ ચકચકતા પિત્તળથી નહિ સરે. હીરાની ગરજ કાચથી નહિ સરે. જેમ કાચને હીરા તરીકે માની લેવામાં હીરો મળતાં ઢીલ થાય તેમ ખોટા સ્વદેશીને સાચા સ્વદેશી તરીકે માની લેતાં આપણે સ્વદેશીના પ્રચારને ઢીલમાં નાખીશું.

૫. જો સૂતર પેદા કરવાની જ વાત હોય તો કરોડો ઓરતોને સૂતર કાંતવાનું સમજાવવાને બદલે દશ વિશ મીલો જ કાં ન બાંધવી એવી શંકા કેટલાકને ઉભી થશે. તેનો જવાબ હું આપી ગયો છું. મીલો સહેલાઇથી પેદા થઈ શકતી નથી. મીલો પેદા કરવાનો પ્રયત્ન કોઇએ કરવાની જરૂર પણ પડે તેવું નથી. ધનાઢ્યવર્ગ તે આદરીને વધાર્યા કરે છે. મીલો પેદા કરવાથી સંચા મેળવવાની પરાધીનતા આપણી ગાંઠે બંધાય છે. તેમ મીલો વધારવામાં કરોડોની ભૂખનો ઇલાજ આપણને નથી મળી જતો, અને કરોડોમાં આપણે સાઠ કરોડ રૂપિયા દર વર્ષે ફેરવી નથી શકતા. હિન્દુસ્થાનની કરોડોની પ્રજા જે ઓગણીસસો માઇલ લાંબા ક્ષેત્રમાં પથરાયેલી છે, તેનો ભૂખમરો જ્યાંસુધી કરોડોના ઘરમાં ખેતીનો સહાયક ધંધો દાખલ ન કરીએ, ત્યાંસુધી મટવાનો જ નથી, અને એવો ધંધો કેવળ સૂતર કાંતવાનો અને કેટલેક અંશે વણવાનો જ છે. આ ધંધો દોઢસો વર્ષ પહેલાં હિંદુસ્થાનમાં ચાલતો હતો અને ત્યારે આપણે આજે છીએ તેવા કંગાળ ન હતા.

૬. ઝીણી મલમલની અંદર ગુલામીની નિશાની રહેલી છે, તેથી મને ખાદી હલકી ફૂલ લાગે છે અને પાતળી મલમલ ભારે લાગે છે.

૭. શુદ્ધ ખાદીની જ ઉત્પત્તિ કરવાની સ્વદેશીની પ્રવૃત્તિ છે, તેથી શુદ્ધને નામે પ્રચાર ન થાય તેની ઘણી સંભાળ રાખવાની જરૂર છે. દેશદ્રોહી અથવા કેવળ સ્વાર્થી માણસોને લીધે આપણે ગુલામ બન્યા અને સ્વાર્થનો ત્યાગ નથી કરી શકતા તેથી ગુલામ રહીએ છીએ. જ્યારે સ્વદેશીનું કામ જોરથી ચાલી રહ્યું છે, ત્યારે દગાખોર લોકો પોતાનું કામ તેજ કરી રહ્યા છે. મારી પાસે ત્રણ ફરિયાદો આવી છે. કોઇ માણસો પરદેશી સડી ગયેલી બનાત, પરદેશી સાટીન અને પરદેશી દોરા વાપરી સ્વદેશીને અને મારે નામે ટોપીઓ વેચી રહ્યા છે. એ ટોપીઓ કાળી છે. સ્વદેશી ટોપી પહેરનારને મારી સલાહ છે કે તેમણે ધોળી અને ખાદીની જ ટોપી પહેરવી. ધોળી ટોપીમાં જેટલી શોભા, સ્વચ્છતા અને સગવડ છે તેટલી રંગવાળીમાં નથી જ. આ ટોપી હંમેશાં ધોઇ શકાય છે. કાળી ટોપીઓ મેલી હોય છે અને બદબો મારે છે. હંમેશાં પસીનો ચડ્યાં જ કરે. તે ટોપીઓ જેને ચોકખાઇનો ખ્યાલ છે તે તો ન જ પહેરે. જે ટોપીમાં ચામડું છે એ ટોપી મગજને સારૂ પણ ઠીક નથી. હિંદુને તો ચામડાવાળી ટોપી ગમે જ કેમ ? અંગ્રેજો ચામડાવાળી ટોપી પહેરે છે, પણ તેઓ તો માત્ર બહાર નિકળે ત્યારે પહેરે છે અને વખતોવખત બદલે છે. આપણે જેઓ એક જ ખોખું કે ટોપી વર્ષો સુધી પહેરીએ છીએ અને આખો વખત માથે રાખીએ છીએ તેને સારૂ ચામડાવાળી પાઘડી કે ટોપી અસહ્ય જ હોવી જોઇએ. ખાદીની ટોપી સાફ અને હલકી હોવાથી તદ્દન નિર્દોષ છે. વળી જાડામાં જાડી ખાદીનો સારામાં સારો ઉપયોગ ટોપી કરવામાં થાય એનાથી બીજું શું યોગ્ય ગણાય ? પગથી તે માથા સુધી ખાદી પહેરવાનો શોખ જેને થયો છે તે માથેથી જ શરૂ કરી દે. આ ખાદીની ટોપી તવંગર અને ગરીબ બધા પહેરી શકે છે. ખાદીની ટોપીને તવંગર હંમેશાં ધોશે, તેમાં દરજી વેલો ચાતરશે, એમાં પડ વધારે નાખશે. એવા ફેરફાર ભલે હોય પણ બધાને માથે તો એક જ જાતની ટોપી હોય એ વિચાર નાખી દેવા જેવો નથી. છેવટ નિર્ણય એક જ હોવો જોઇએ કે ખાદીની ટોપીને જ સ્વદેશી ગણવી તેવી ટોપીને છાપની જરૂર હોય નહિ. સ્વદેશી ટોપીને બાળક પણ પારખી શકે એવી તે હોવી જોઇએ. જેમ આપણા મગજમાંથી પ્રપંચ અને ડોળ કહાડી નાખીને આપણે સ્વરાજ્યવાદી થઇ શકીએ છીએ તેમ જ ટોપીમાંથી પણ પ્રપંચ અને ડોળ કહાડી નાખીએ.

૮. સ્વદેશીને નામે પરદેશી ટોપી વેચનારને હું વિનવું છે કે તેઓ પ્રામાણિકપણે પોતાનો ધંધો ન જ કરી શકતા હોય તો યે દેશહિતના કાર્યમાં તો પોતાની અપ્રામાણિકતા ન ચલાવે. ચોરમાં યે અમુક નીતિ હોય છે. એ માંહોમાંહે નથી ચોરતા. કોઇ ગરીબોને મૂકી દે છે. આખા દેશમાં મહાયજ્ઞ ચાલી રહ્યો છે; તેમાંથી નીચ સ્વાર્થ સાધવાનો ઇરાદો રાખવાની અયોગ્યતામાંથી આપણે ન ઉગરી શકીએ ? પ્રજાજનને તો હું ખચિત કહીશ કે આમ જેઓ પ્રજાને છેતરે તેઓની દુકાનનો સર્વથા બહિષ્કાર કરવો યોગ્ય છે.

૯. જેમ ટોપીનું તેમ જ નાનકલાકનું. છેક સીમલાથી મને કાગળ મળ્યો છે કે જાપાનના નાનકલાકમાંથી જાપાનનું નામ કાતરી, તેને ફરી ધોઇ મુંબઇની છાપ મારી કેટલાક આવો પરદેશી માલ સ્વદેશીને નામે વેચે છે અને આમાં કોઇ મીલો પણ ભાગ લે છે. મારી ઉમેદ છે કે આ વેળા મીલમાલેકો તો દેશને દગો દેવામાં ભાગ નહિ જ લે. આ શુદ્ધ પ્રવૃત્તિને સમયે દેશ તેઓની મદદની જ આશા રાખશે.

૧૦. ખરીદનારે પણ સાવચેત રહેવાની જરૂર છે. જો લોકો બારીક કપડાનો મોહ છોડશે તો છેતરાવાનો ઓછો સંભવ રહેશે. અનેક જાતની કાંજી પાયેલા માલનો પણ ત્યાગ કરવાથી લોકો પોતાની મેળે સ્વદેશી માલ પારખી લેશે. આ બધાં દુ:ખોમાંથી નિકળી જવાનો ઉપાય વગર ધોયેલી ખાદી છે. દરેક ગામ પોતાની ખાદી પોતે બનાવી લે એટલે કોઇને. કોઇ છેતરનાર જ ન રહ્યું.



# ૪. સ્વદેશી, ભક્તિ અને નીતિ.



૧. એક શીખ ભાઇએ મને પૂછ્યું કે સ્વદેશી' તો બરોબર છે, પણ હું પોતે જે ઇશ્વરને માનનારો છું તે ઇશ્વરનું નામ પ્રથમ કાં નથી મૂકતો? બધાને પોતાના ખુદાનો, ઇશ્વરનો, રામનો—જે નામે તે પરમાત્માને ઓળખે તેનો–જપ જપવાનું કાં નથી કહેતો? નથી કહેતો એ વાત સાચી છે. માત્ર શબ્દોચ્ચારથી સ્વર્ગ ન જ મળે એવો મારો દૃઢ વિશ્વાસ છે. શબ્દોચ્ચાર કરવાને સારૂ લાયકાત જોઇએ. આપણે જ્યાંસુધી પરદેશી વસ્ત્ર પહેરીએ ત્યાંસુધી હિંદુસ્થાનમાં રહી ઇશ્વરનું કે ખુદાનું નામ લેવા પણ લાયક નથી બનતા એવી મારી માન્યતા છે. એક માણસ બીજાના ગળા ઉપર છરી ફેરવતો રામનામ લે તો રામને લજવે. તેમ જ એક હિંદી બીજા હિંદીના હાથના સૂતરથી વણાયેલા કપડાનો ત્યાગ કરી સેંકડો ગાઉ દૂરથી પોતાનાં કપડાં મગાવી પોતાના ભાઇના ગળા પર ફેરવ્યાં જેવું કરે તે પણ ઇશ્વરનામ લેવાને લાયક નથી. મેં આ પ્રસંગમાં રેંટિયાનું મહત્ત્વ તો બતાવ્યું છે. રેંટિયો એક એવી શાંતિમય ક્રિયા છે કે આપણા હાથને સૂતરની સાથે મેળવી દેતાં આપણા હૃદયને આપણે ઇશ્વરના નામ સાથે જોડી શકીએ છીએ.

૨. ઇશ્વરભક્તિ એ પણ બ્રહ્મચર્યની જેમ સ્વદેશીની સાથે મેળવી ન દેવાય. ઇશ્વરનું નામ નહિ લેનાર પણ સ્વદેશીનું પાલન કરે તો તેટલું પામે જ, પણ કોઇ નાસ્તિક પણ જો સ્વદેશીનું પાલન કરે તો તેટલે દરજ્જે તેનું ફળ તો તે મેળવે જ અને દેશને પણ આપે. જેના મનમાં ઇશ્વરનું નામ છે, જેના હૃદયમાં ઇશ્વર વાસ કરે છે, તે દેશને અને પોતાને ઘણો લાભ આપશે જ. સ્વદેશી એ આપણને ઇશ્વર ભણી લઇ જનારી તાકાત છે, કેમકે તે આપણને ઉંચે લઇ જાય છે. આ મિત્રની સૂચના ઉપર મેં આટલું લખ્યું છે તે એમ જણાવવા કે આપણે ઇશ્વરને ભજતા ન હોઇએ, તો આપણા યુદ્ધને આપણે ધર્મયુદ્ધ ગણી જ ન શકીએ.

એકબીજાના ધર્મની રક્ષા કરવાના હેતુથી લડનારા આપણે ઇશ્વરનું નામ તો ન જ ભૂલીએ, તેનું રટણ તો આપણા હૃદયમાં નિરંતર ચાલ્યા જ કરવું જોઇએ. આપણા હૃદયમાં જેટલા ધબકારા થાય છે તેટલી વખત એટલે નિરંતર આપણે તેનું રટણ તો કરવું જ જોઇએ. એમ કરવામાં સ્વદેશી સહાયભૂત છે, પણ બન્ને એક જાત નથી. સ્વદેશી દેહનો ધર્મ છે, ઇશ્વરસ્તવન આત્માનો ગુણ છે.

૩. એક મિત્ર સ્વદેશીને લગતી ચળવળનો લાભ લઇ કેક લોકો અપ્રામાણિકપણું ચલાવી રહ્યા છે તેઓના દાખલા આપી લખે છેઃ 'હું તો દેશમાં પ્રથમ પ્રામાણિકપણું અને પછી સ્વદેશીનો પ્રચાર ઇચ્છું છું.' આ વિચાર નિર્મળ છે, પણ તેમાં એકાન્તવાદ છે. જૈન દર્શનમાંથી હું ઘણું જાણવા જેવું શીખ્યો છું. તેમાંનો એક અનેકાન્તવાદ છે. એકાન્તે એકે વાત બરોબર નથી હોતી. દરેક વસ્તુને બે પક્ષ છે. 'હું તો પ્રામાણિકપણું પ્રથમ ઇચ્છું' એમાં એકાન્તવાદ આવી જાય છે. એ વાત તો સદા ઇચ્છવા જેવી છે, પણ પ્રામાણિકપણું ન આવે ત્યાં સ્વદેશીનો પ્રચાર ઇચ્છવા જતાં સ્વદેશી અને પ્રામાણિકપણું બન્ને ગૂમાવવાનો અવસર આવે. સત્ય કે એવા બીજા ગુણો મનુષ્યમાં સ્વતન્ત્રતાએ નથી ઘડાતા. કંઇક પણ કાર્ય કરતાં જ ઘડાય છે. હિન્દુસ્થાન લાયક બને ત્યારે જ સ્વરાજ્ય ભોગવે એમ કહીને રાજ્યકર્તાએ આજલગી સ્વરાજ્યને અટકાવી રાખ્યું અને આપણે અટકાવવા દીધું. હિંદુસ્થાન તો ક્યારનું લાયક છે. જો હિંદુસ્થાનમાં પૂર્ણતા હોત તો હિન્દુસ્થાન ગુલામ જ ન થાત. પણ સ્વરાજ્ય ભોગવતાં જ સ્વરાજ્યની લાયકાત આવે છે. તે જ રીતે સ્વદેશી ચલાવતાં જ પ્રામાણિકપણું આવશે. સ્વદેશી પ્રામાણિકતા વિના નહિ જ ચાલી શકે એ વિચાર શુદ્ધ છે અને અનેકાન્તવાદનો વિરોધી નથી. તેમ માનવાથી બન્ને વસ્તુ સાથે ચાલી શકે છે. પ્રામાણિકતા વિના એકે વસ્તુ ન જ ચાલી શકે એવો દૃઢ વિશ્વાસ રાખવાથી તે ગુણને વધારી શકાય અને દરેક સારી પ્રવૃત્તિ ચલાવતાં ક્ષોભ ન થાય. મારી માન્યતા તો એવી છે કે જો સ્વદેશીનો આપણે મોહમાં ફસાઇ ત્યાગ ન કર્યો હોત, તો આજે જે સ્થિતિ આપણે ભોગવીએ છીએ, જે અસત્ય આપણામાં દાખલ થયું છે, તે ન જ થાત. સ્વદેશીનો પ્રચાર એટલે સત્યનો,

સ્વધર્મનો અને સ્વરાજ્યનો પ્રચાર છે એવી મારી ખાત્રી છે. તેથી દેશમાં ચાલતી મન્દતાથી ન હારતાં સ્વદેશીના શ્રદ્ધાળુને મારી ભલામણ છે કે તેઓએ સ્વદેશીનો પ્રચાર વધાર્યા જ કરવો. સ્વદેશી ચલાવતાં, રેંટિયો દાખલ કરતાં, ખાદી પહેરતાં પહેરાવતાં સત્યનો પદાર્થપાઠ અપાય છે.



# ૫. સ્વદેશીવ્રત.



૧. હંમેશાં વ્રત લેવામાં આવે છે તે કેવળ કઠણ વસ્તુઓને સારૂ જ હોય છે, ઘણા પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે આપણે અમુક કાર્ય કરવામાં સફળતા નથી મેળવતા, ત્યારે આપણે વ્રત લઇને આપણને પોતાને એવી રીતે બાંધી લઇએ છીએ કે એમાંથી છૂટી મળી જ ન શકે. આ સિવાયની બીજી કૃતિને વ્રત ગણી શકાય જ નહિ.

૨. બનતા સુધી અમુક કાર્ય કરીશું એમ કહેવાથી વ્રત નહિ કહી શકાય. બનતા સુધી સ્વદેશી ચીજ જ વાપરીશું એમ કહીને જો આપણે સ્વદેશીવ્રતધારી કહેવાઇએ, તો તો વાઇસરૉયથી માંડીને છેક મજુર સુધીમાં થોડા જ માણુસ હશે કે જે બનતા સુધી એ વ્રતનું પાલન કરનારા નહિ હોય. પણ આપણે એ પંક્તિમાંથી બહાર નિકળીને બહુ વિશેષ કાર્ય કરવા માગીએ છીએ. સર્વ વસ્તુઓને વિષે એ વ્રત હાલ લેવું અશક્ય છે. ઘણો વિચાર કરતાં મને ચોકખું જણાઇ આવેલું છે કે એ વ્રત સંપૂર્ણતાએ આપણા પહેરવાનાં અને વાપરવાનાં સૂતરનાં રેશમનાં કે ઊનનાં કપડાં વિષે જ લઇ શકીએ છીએ.

૩. આપણે પરદેશી કાપડને ઉત્તેજન આપીને અઘોર પાપ કર્યું. આપણે હિંદુસ્થાનમાં ખેતી છોડીને સુંદરમાં સુંદર ધંધો મૂક્યો અને જે ધંધાને કબીરે દીપાવ્યો છે અને જેણે કબીરને જન્મ આપ્યો હતો તે ધંધાનો લગભગ નાશ થયો. સ્વદેશીવ્રતનો અર્થ એ છે કે આપણે આ અઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ, લગભગ નષ્ટ થયેલા ધંધાનો જીર્ણોદ્ધાર કરવા ઇચ્છીએ છીએ અને કરોડો રૂપિયા જે હિંદુસ્થાનની બહાર ચાલ્યા જાય છે તેનો આપણે બચાવ કરવા ઇચ્છીએ છીએ.

૪. એવાં પરિણામ સહેલાઇથી લાવી ન જ શકાય. એમાં કઠિનતા હોવી જ જોઇએ. સહેલાઇથી મળેલી વસ્તુની કિંમત હોતી નથી. જો આપણે હિન્દુસ્થાનની મહા ઉન્નતિ માગતા હોઇએ તો આ વ્રત લીધે જ છૂટકો છે. જ્યાં ધર્મલાગણી ઉત્પન્ન થાય છે, ત્યાં મુશ્કેલીના વિચારને થોડો જ અવકાશ મળે છે. હિન્દુસ્થાનની હવા એવી છે કે તેમાં ઘણાં થોડાં કપડાંથી આપણે ગૂજારો કરી શકીએ છીએ. ત્રણ ચતુર્થાંશ કપડાં આપણામાંના ઘણા માણસો કેવળ નકામાં વાપરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કારીગરોનો ભંડોળ અખૂટ છે. વણકરોને માત્ર ઉત્તેજન જોઇએ છે. જ્યાં માણસ ઇરાદો કરે છે, ત્યાં બધી અડચણોને દૂર કરવાને શક્તિ મેળવી લે છે.

૫. દરેક હિન્દુ, દરેક મુસલમાન, દરેક પારસી, દરેક ખ્રિસ્તી, દરેક યહુદી, જે આ દેશને પોતાનો માને છે, જેણે આ દેશને પોતાનો કર્યો છે, તે સૌએ સ્વદેશીવ્રત લેવું, અને બીજાઓને તેનું પાલન કરવાની સલાહ આપવી એ તેઓની ફરજ છે. જન્મભૂમિની પ્રત્યે આટલું આપણાથી ન થઇ શકે તો આ દેશમાં આપણો જન્મ ફોગટ ગયો ગણાય. ઉંડો વિચાર કરશે તે જોઈ લેશે કે આવા સ્વદેશીવ્રતમાં શુદ્ધ અર્થશાસ્ત્ર રહેલું છે. ઇંગ્લાંડના અર્થશાસ્ત્રનું અનુકરણ કરવામાં આપણી અધોગતિ છે.

૬. અમુક પ્રસંગે હર્ષાવેશમાં આવીને આપણે ઘણાં કાર્યો કરવાને તૈયાર થઇ જઇએ છીએ અને પાછળથી કેટલીક વેળા પસ્તાવું પડે છે. વ્રત એ ધાર્મિક વસ્તુ છે, અને કોઇ પણ વ્રત આપણે આવેશમાં લઇ શકતા જ નથી. મનને શુદ્ધ કરી, ચિત્તને શાંત કરી, ઇશ્વરને દરમિયાન રાખીને જ વ્રતો લઇ શકાય. વ્રતને વિષે એવી કલ્પના છે કે મનુષ્ય વ્રતો લઇ અને પાળીને જ ઘડાય છે.

૭. ઓછાં કપડાંથી ચલાવી લેવા પૂરતો ત્યાગ બસ નથી, પણ સંપૂર્ણ સ્વદેશીવ્રતને સારૂ એ પણ જરૂરનું છે કે આપણી પાસે જે પરદેશી કપડાં હોય તેની હોળી કરવી. જો આપણને સિદ્ધ થયું હોય કે પરદેશી કપડાંનો ઉપયોગ કરી આપણે ગુન્હો કર્યો છે, હિંદને પારાવાર નુકસાન કર્યું છે, વણકરોનો નાશ કર્યો છે, તો એવા પાપથી ખરડાયલાં કપડાં અગ્નિમાં જવાને જ લાયક છે.

૮. આ પ્રતિજ્ઞા બરોબર પાળવાને સારૂ હાથે કાંતેલા સૂતરનાં હાથવણાટનાં કપડાં જ વાપરવાં જોઇએ. હિંદુસ્થાનનું રૂ બહાર જઇ સૂતર બની હિંદુસ્થાનમાં આવે અને તેનું વણાટ હિંદુસ્થાનમાં થાય એ સ્વદેશી નથી. આપણું જ રૂ આપણા જ દેશમાં બનેલા રેંટિયામાં કંતાય અને તેમ જ સાળમાં વણાય, ત્યારે આપણે સંપૂર્ણતાને પહોંચ્યા ગણાઇએ.

૯. ઉપર પ્રમાણેનું સંકુચિત સ્વદેશીવ્રત લેનાર કંઇ કપડાં સ્વદેશી પહેરીને સંતોષ નહિ માની લે, પણ બીજી વસ્તુઓ વિષે પણ બની શકે ત્યાંસુધી સ્વદેશીનું જ પાલન કરશે. પોતાનાં કાર્યથી દેશનું ભલું થશે કે ભૂંડું એવો વિચાર સૌ ન કરી શકે. પણ જેઓ શિક્ષિત છે, વિચારશીલ છે, જેઓએ પોતાની બુદ્ધિને કેળવી છે, જેઓ દેશસેવા કરવાને ઉત્સુક છે, તેમની તો ચોક્ખી ફરજ છે કે પોતાનું દરેક ખાનગી કે જાહેર કાર્ય કરતાં તે વિચાર કરવો જોઇએ.

૧૦. કેટલાક માણસો એમ માને છે કે હિંદુસ્થાનની મીલોમાં વણાયેલું કાપડ વાપર્યું એટલે પોતે સ્વદેશી વાપરનારા થયા. હકીકત તો આવી છે કે ઝીણાં કપડાં માત્ર પરદેશી રૂના અને પરદેશમાં કંતાયેલા સૂતરનાં આવે છે. એટલે માત્ર વણતર હિંદમાં થયું એટલો જ સંતોષ વાળી શકાય. હાથની સાળમાં વણાયલાં પણ ઝીણાં કાપડમાં સૂતર પરદેશી રૂનું પરદેશમાં કંતાયેલું વપરાય છે. આવું કાપડ વાપરીને સ્વદેશીવ્રત પાળ્યું ગણાય જ નહિ. એ તો કેવળ મનને છેતરવાની વાત થઇ.

૧૧. સ્વદેશી પાળવામાં પણ સત્યાગ્રહની એટલે સત્યના આગ્રહની જરૂર છે. પુરુષોને જ્યારે એટલો આવેશ આવશે કે હું કેવળ લંગોટી પહેરીને મારો વ્યવહાર ચલાવીશ, પણ સ્વદેશી સિવાય બીજું કાપડ નહિ વાપરૂં, અને સ્ત્રી પણ આવેશપૂર્વક કહેશે કે અમે અમારા ગુહ્ય અવયવ ઢાંકવા પૂરતું જ કાપડ વાપરીને નિર્વાહ કરીશું, પણ પરદેશી કાપડ નહિ વાપરીએ ત્યારે જ આપણે સ્વદેશી જેવા મહાવ્રતમાં સંપૂર્ણ ફળીભૂત થઇશું.

૧૨. [ સ્વદેશીનું વ્રત લેવું એટલે હિંદની આઝાદી અને સ્વતંત્રતા ઘેર કરવાનું વ્રત લેવું. ] જ્યારે લૅંકેશાયરનું કાપડ અહિં આવતું અટકશે, ત્યારે જ હિંદમાં સ્વતંત્રતાનો પાયો નખાયો સમજજો. વળી એમ નહિ

માનતા કે લૅંકેશાયરની જગ્મા જાપાનને આપીને તમે ધારેલું પાર પાડી શકશો. આપણી મુક્તિ રેંટિયામાં છે. દરેક ઘરમાં રેંટિયા દાખલ થવાની જરૂર છે. અત્યારે જો દેશનો એકેએક માણુસ–સ્ત્રી, પુરુષ અને બાળક–કંઇક ને કંઇક વખત કાંતવામાં આપવાનું વ્રત લઇ લે તો જોતજોતામાં આપણે દેશનું અંગ ઢાંકવા બીજા ઉપર આધાર રાખતા બંધ થઇ જઇ સાઠ કરોડ રૂપિયા દેશને માટે બચાવી લઇ શકીએ.

૧૩. જો બધા હિંદુ–મુસલમાન સ્વદેશી વિરુદ્ધ વર્તન કરે તો દેશની કંગાળિયત કેમ ટળે ? તો ગરીબ ઓરતોની પાસે પત્થર ફોડવા સિવાય બીજો ધંધો શો રહ્યો ? દાક્તર પી. સી. રૅાય જેવા પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી પણ સમજી ગયા છે કે તેમની રસાયણી શોધોથી નહિ, પણ રેંટિયાથી તેઓ બંગાળમાંથી દુષ્કાળને કહાડશે. તેઓએ હમણાં જ ખુલના રેંટિયો તૈયાર કરાવ્યો છે અને પોતાના અનેક કારખાનાંઓમાંથી તેઓ ખુલના રેંટિયો દુષ્કાળિયાંને પૂરો પાડે છે. હવે તેઓ દુષ્કાળિયાંને મફત ચાવલ નથી આપતા, પણ તેઓને કહે છેઃ 'કાંતો, અને ચાવલ લો.' આમ કરી ખુલનાનાં કંગાળ ગામોમાં રેંટિયો દાખલ કરી રહ્યા છે. તેમણે પ્રતિજ્ઞા લીધી છે કે જો ત્યાંનાં ચાર ગામડાં જેની સાથે તેમનો પરિચય ઘણો છે તે છ માસમાં પોતાને જોઇતું સૂતર કાંતતાં ન થઇ જાય, તો તેઓ તે ગામડાંનો ત્યાગ કરશે. આ સાધુચરિત રસાયણશાસ્ત્રી અત્યારે ખાદી જ પહેરે છે અને તે પહેરી મગરૂરી માને છે. ખાદી સિવાય બીજું પહેરતાં શરમાય છે.



# ૬. ત્રિવિધ તાપનું નિવારણ.



૧. આપણામાં આવેશ છે, ભાવનાઓ પણ સારી છે, પરંતુ એ આવેશથી કે એ ભાવનાથી આપણો ઉદ્ધાર થવાનો નથી. તેનાથી આપણું માગ્યું આપણને મળવાનું નથી. આપણે જે કરેલું હશે તે જ સાથે જવાનું છે અને તે ઉપરથી જ ભવિષ્યનું ઘડતર થવાનું છે. આપણા આવેશને આપણે કૃતિમાં ન મૂકીએ, એ આવેશનું સુંદર પરિણામ ન લાવીએ તો એ આવેશ મિથ્યા છે. ભાવનાઓ જગાડવાનું કાર્ય સારૂં છે. તેની તેવે વખતે જરૂર પણ છે, પરંતુ ભાવનાઓ જગાડવામાં રોકાવા કરતાં આપણે કામ કરવા જ લાગી જઇશું, તો તેની અસર વધારે થશે, અને કામ કરી બતાવીને આપણે વધારે દૃઢ ભાવનાઓ જગાડી શકીશું.

૨. જ્યાં સારી વ્યવસ્થા હોય, ત્યાં ગમે તેટલા માણસો શાંતિથી કામ કરી શકે છે. વ્યવસ્થા એવી હોવી જોઇએ કે કોઇને પણ અડચણ ન આવે. ગમે તેટલા ટોળાબંધ માણસો હોય પણ ત્યાં સુવ્યવસ્થા હોય તો શાંતિ જળવાઇ શકે છે. હું કહેતો જ આવ્યો છું કે કેળવણીના બંધારણમાં કવાયત ખાસ આવશ્યક છે. લાખો માણસો જે પ્રમાણે નક્કી કર્યું હોય તે પ્રમાણે શાન્તિથી ચાલે, એક સાન કરવામાં આવે અને તેઓ સમજી જાય તો કાર્ય થઇ શકે. આવી શક્તિ આપણામાં આવવી જ જોઇએ.

૩. અત્યારની આપણી દશા એવી છે કે આપણે કામ જલ્દી આટોપતા શીખવું જોઇએ. અત્યારે હિંદુસ્થાનની દશા એવી છે કે આપણે સરઘસમાં અને એવા તમાશામાં વખત ગાળી નથી શકતા. સરઘસના દેખાવોથી, 'વંદેમાતરમ્' ના પોકારોથી, માતૃભૂમિના જયઘોષથી આપણે દેશની સેવા નહિ કરી શકીએ. અત્યારે આપણું હિંદ ત્રિવિધ તાપથી પ્રજળી રહેલું છે. તેમાંથી તેને છોડાવવા માટે સરઘસોની નહિ, પણ વૈદ્યોની જરૂર

છે. તમાશા કરવાની નહિ, પણ યોગ્ય ઇલાજો લેવાની જરૂર છે. વીર પુરુષોની અને વીર માતાઓની જરૂર છે. પ્રજાના કામદાનો વખત તે પ્રજાનો વખત છે. તે આપણે બચાવવો જોઇએ. મારો હિસાબ તો સીધો છે. સરઘસમાં ચાર પાંચ હજાર માણસો હોય એ દરેકના બે બે કલાક ગણીએ તો પ્રજાના આઠ દશ હજાર કલાક—મારા મનમાં તો હમણાં રેંટિયો જ ચડેલો છે એટલે હું તો તે જ કહું—તેમાં અગર સાળમાં ગાળ્યા હોત તો કેટલું કામ થઈ શકત ? આમ નકામો વખત ગાળવા કરતાં હું તો કહું છું કે માણસ પોતાની મઢીમાં બેઠો બેઠો કાંઈ સદ્‌વિચાર કરે તોપણ સારી રીતે વખત ગાળી શકે છે. આપણે વખતની આમ કિંમત ગણતા શીખીશું તો જ અમેરિકા, જાપાન અને યુરોપ સાથે હરિફાઇ કરી શકીશું.

૪. આપણામાંથી જેમને આપણા દેશના ત્રિવિધ તાપનું જ્ઞાન હોય તેમણે તે હોલવવા પ્રયત્ન કરવો જોઇએ. આગ લાગી હોય તે વખતે આપણે તે હોલવવાના સિદ્ધાન્ત શોધવા કે નિયમો ઘડવા નથી બેસી શકતા, પણ પાણી લઇ આગ બૂઝાવીએ છીએ, અને આગ બૂઝાયા પછી તેના નિયમો ભવિષ્યને સારૂ ઘડીએ છીએ. એટલે અત્યારે જેને સેવા કરવાનો ઉમંગ છે, જેમને સેવાની કુંચી હાથ લાગી ગઇ છે તેમણે તો ભાવનાઓ પેદા કરવાના કામમાં પડવાને બદલે કામ જ કરવા મંડી જવાનું છે. તેમનું પ્રથમ કર્તવ્ય, મધ્યમ કર્તવ્ય અને છેલ્લું કર્તવ્ય એ કામ જ હોવું જોઇએ. કામ કર્યા પછી જ અને તે કરતાં જ તેઓ પોતાનો સંદેશો બરોબર સંભળાવી શકશે.

૫. પ્રજાના નેતા તે પ્રજાના સેવક છે. તેઓ જો સેવા કરવાને સરઘસોને લીધે પ્રેરાયા હોય તો તેમની સેવામાં ન્યૂનતા છે. સેવકને કાંઇ દાન ન જોઇએ. સેવકને કાંઈ પૂજા ન જોઇએ. પૂજાની ઇચ્છાથી કરેલી સેવા એ સેવા જ નથી, અને જો પ્રજાને તેમની પૂજા કરવી જ હોય તો તે માટે પ્રજાએ તાલીમ લેવી જોઇએ. કેમ પૂજા કરી શકાય તે જોવું જોઇએ. તેમની લાગણીને પણ માન આપવું જોઇએ.

૬. ત્રિવિધ તાપ એ શું છે ? પહેલો તો ભૂખમરો. આપણે હિંદુસ્થાનની દશાનો આંક મુંબઇના કરોડપતિઓ કે અબજપતિઓથી બાંધી શકતા નથી. તેમની સ્થિતિ ઉપરથી હિંદુસ્થાનને આબાદ કે

નિર્ધન આપણે કહી શકતા નથી, પરંતુ હિંદુસ્થાનના સાડા સાત લાખ ગામડામાં વસતા વણકરો અને ખેડુતોની સ્થિતિ પાયમાલીની હોય ત્યાંસુધી હિંદુસ્થાન આબાદ છે એમ નહિ જ કહી શકાય. હિંદુસ્થાનમાં હું ભારે ભૂખમરો જોઇ રહ્યો છું. કેટલા યે માણસોને સૂકા રોટલા અને મીઠા ઉપર નિર્વાહ કરવો પડે છે; અને કેટલા યે માણસોને તો તે પણ વખતે મળતું નથી. તેનું કારણ દેશમાં અન્નની ખામી છે.

૭. બીજી ખામી વસ્ત્રની છે. તેનો વિચાર કરતાં મારૂં હૃદય રડે છે; અને જો હું તેનું વર્ણન કરવા બેસું તો મારી ખાત્રી છે કે હું તમારાં હૃદયને પણ રડાવી શકું. કેટલા યે પુરુષો હિંદુસ્થાનમાં લંગોટીભર રહે છે. જે ઇચ્છાપૂર્વક એવી સ્થિતિમાં રહે છે તેમને દુઃખ નથી. પણ ઘણાને તો વસ્ત્રને અભાવે તેવી સ્થિતિમાં રહેવું પડે છે. પુરુષો તો લંગોટીભર રહી શકે પણ બહેનોને વિષે તો આપણે તેવું ન જ ઇચ્છીએ. છતાં મેં એવી ઘણી બહેનો જોઇ છે જેમને એ સ્થિતિમાં રહેવું પડે છે. ચંપારણમાં નળ અને દમયંતીની દશાવાળી દશામાં મેં ઘણાં સ્ત્રીપુરુષોને જોયાં છે. મેં તેમની સાથે વાત કરી છે. બીજા વસ્ત્રને અભાવે તેઓ પોતાનાં વસ્ત્ર ધોઇ પણ શકતાં નથી. પાસે ગંગા નદી પડેલી છે, એટલે પાણીનો અભાવ નથી, પણ ધોઇને બદલે શું? આપણે વસ્ત્રને અભાવે અત્યારે નગ્ન દશામાં છીએ.

૮. ત્રીજો તાપ તે આ બે તાપ મળીને થયેલો છે. ભૂખમરાને અને વસ્ત્રના અભાવને લીધે હિંદુસ્થાન અનેક રોગોથી પીડિત છે, પરંતુ હું તેની વાત કરવા નથી માગતો. પહેલા બેનું નિવારણ થાય તો આ ત્રીજા તાપનું નિવારણ તો એની મેળે થઈ શકે. એટલે હું તેને છોડી દઉં છું. પહેલા તાપનું નિવારણ કરવા માટે પણ આપણામાંના દરેક કામ નથી કરી શકતા. અન્નનો અભાવ ટાળવાનો પ્રયત્ન કરવાને માટે આપણામાં ખેડુતના જેટલું બળ જોઇએ, ખેતર જોઇએ, અનેક વસ્તુઓ જોઇએ. તે સાધન દરેક પાસે ન હોઈ શકે. પણ બીજા તાપના નિવારણ માટે તો સૌ પાસે સાધન છે. તેને માટે બાળક, બાલિકા સહુ કામ કરી શકે છે. એક મીલ પેદા કરવી જેટલી અઘરી છે તેના કરતાં એટલું કાપડ બાળકો અને સ્ત્રીઓ પાસે પેદા કરાવવું અઘરૂં નથી. મેં ઘણા મીલમાલેકો સાથે

વાત કરી છે. તેઓ કહે છે કે આખા હિંદુસ્થાનને પૂરૂં પડી શકે એટલું કાપડ પેદા કરવા માટે પૂરતી મીલો ઉભી કરતાં ૫૦ વર્ષ લાગે, પરંતુ તે માલેકો કહે છે કે જો સ્ત્રીઓ કાંતતી થઇ જાય અને વણકરો બરોબર વણતા થઈ જાય તો બે કે ત્રણ વર્ષમાં આપણું કાપડ બનાવી શકવાની સ્થિતિમાં આપણે આવી જઇએ.

૯. હિંદુસ્થાનમાં હજુ પણ એવાં સ્થળો છે, જ્યાં ધનાઢ્ય તેમ જ ગરીબ બધી બહેનો સૂતર હાથે કાંતે છે અને વણકર પાસે તેનાં કપડાં વણાવી લઈ પહેરે છે. પંજાબમાં તો વિવાહ અથવા માંગલિક પ્રસંગે પોતે કાંતેલા સૂતરમાંથી જ બનાવેલાં કપડાં પહેરવાનો રિવાજ છે. તે કાપડ પવિત્ર મનાય છે. આવાં આવાં તો દેશમાં ઘણાં સ્થળો છે.

૧૦. આપણને જોઇતું કાપડ આપણે પેદા કરી લેવામાં કશી યે મુશ્કેલી નથી. ત્રુટિ માત્ર આપણી આળસની અને જડતાની છે. આ પ્રયાસમાં ધનની પણ જરૂર નથી. ઉત્સાહની અને અપૂર્વ પ્રેમની જરૂર છે, અને તે ઉત્સાહની અને અપૂર્વ પ્રેમની સાથે જ્ઞાનની મિલાવટ કરવાની જરૂર છે.

૧૧. હું વણકર તરીકે કહું છું કે રોજના આઠ કલાક હાથની સાળ ઉપર કામ કરતાં માણસ જરૂર એક રૂપિયો પેદા કરી શકે. મૅટ્રિક્યુલેશન માટે સબડ્યા છતાં ક્યાં એક રૂપિયો મળે છે માસિક રૂ. ૩૦ ના પગારમાં વૈતરૂં કરતાં ગ્રૅજ્યુએટો મેં જોયા છે, અને પરીક્ષાઓથી શરીરને ગાળી નાખ્યાં પછી તેમને આમ સબડવું પડે છે. તેના કરતાં તો આ જરૂર સારી સ્થિતિ છે.

૧૨. જો હિંદુસ્થાનની અસંખ્ય સ્ત્રીઓ અને લાખો વિધવાઓ પોતાના નવરાશના સમયમાં આ કાર્ય કરવા ઇચ્છે, જો તેમના હૃદયમાં રામનો અને કૃષ્ણનો વાસ થાય તો સૂતર પેદા કરવું તો કશું અઘરૂં નથી. હિંદને અત્યારે આ ધર્મ પાળવા વિનવું છું.

૧૩. સ્વદેશી એ દેશની કામધેનુ છે. સત્યુગને ફરી દેશમાં પ્રવર્તાવવાનો ઉપાય છે. કેટલીક બહેનોને તો ઘરમાં ધંધો નહિ મળતો હોવાથી બહાર મજુરી કરવા જવું પડે છે. આપણી બહેનોને કાંકરા ફોડવા, અને માટીના ટોપલા સારવા, જ્યાં લુચ્ચાઓને હાથે તેમના શિયળનો ભંગ થાય, ત્યાં મોકલવા આપણામાંથી કોણ તૈયાર છે ? શું તમને એમ રુચે છે કે

ભલે ઢેડ અને ભંગીની સ્ત્રીઓ કાંકરા ફોડવા જાય અને ત્યાં તેમની આબરૂ લૂંટાય ? મને તો ઘણી સ્ત્રીઓએ કહેલું છે કે જો તેમને ઘેર બેઠે ધંધો મળે તો તેઓ હરગીઝ આ કામ કરવા નહિ જાય. આવો ધંધો સૂતર કાંતવાનો છે. તે આબરૂદાર ધંધો છે, ઘેર બેઠે કરી શકાય છે અને તેથી શિયળનું રક્ષણ થાય છે. તમે હિંદુસ્થાનમાં સ્ત્રીઓનું શિયળ સચવાય, દેશની આબાદી વધે અને લોકમાં તેજ આવે એવું ઇચ્છતા હો તો સ્વદેશીધર્મનું પાલન કરો. એકલા સ્વદેશી ભંડારો ખોલી સ્વદેશી ધર્મનું પાલન નહિ થઇ શકે. પણ આપણી માતાઓ, આપણી બહેનો, આપણી દીકરીઓ ઘેર બેઠે સૂતર કાંતી શકે એવી સુવ્યવસ્થા કરો.

૧૪. અત્યારે કાપડમાં આપણા દેશમાંથી દર વર્ષે ૬૦ કરોડ રૂપિયા પરદેશ જાય છે. દરેક માણસ એક એક રૂપિયા જેટલું એક વર્ષમાં કામ કરે તોપણ ૩૦ કરોડ રૂપિયા તો આપણે સહેજે બચાવી શકીએ. પણ વણકરો તો તેના કરતાં કેટલું યે વધારે કામ કરી શકે છે. માટે આ કામ થોડા વણકરોથી અને ઘણી સ્ત્રીઓથી થઇ શકે એમ છે.

૧૫. અત્યારે આપણે જોઇએ તેટલા કાપડનો એક તૃતીયાંશ તો મીલો પેદા કરે છે. એટલે આપણે બે તૃતીયાંશ જેટલું કાપડ તૈયાર કરવાનુરહે છે.તે તો સહેજે થઇ શકે તેમ છે. આપણે જો તે માટે ઉદ્યમી ન હોઇએ, તૈયાર ન હોઇએ તો બીજા કામ માટે આપણે લાયક છીએ ખરા ? આપણે આ કામ કરી બતાવીને આપણી સ્વરાજ્ય માટેની લાયકાત સાબિત કરી શકીએ છીએ. જો આપણાં વસ્ત્ર માટે આપણે પારકા ઉપર આધાર રાખવો પડે તો આપણા સ્વરાજ્યનો કાંઇ અર્થ નથી. માટે હિંદુસ્થાનની સ્વતંત્રતાનો આધાર અત્યારે પરદેશમાં જઇને જેઓ કામ કરી રહ્યા છે તેમના ઉપર જ નથી, પણ દેશમાં વસતાં બાળક અને બાળકીઓ ઉપર રહેલો છે.



# ૭. એક જ ઉપાય.

૧. મીસિસ ગોલિંટે મને એક ચિત્ર મોકલ્યું છે. તેમાં એક એંસી વર્ષનો અંગ્રેજ મી. ગ્લેડીંગ રેંટિયા વતી ઊન કાંતે છે. આ ધંધો તેમણે વિનોદને ખાતર આટલી મોટી ઉંમરે શરૂ કર્યો છે. આખો દહાડો તે બૂઢો વાતોમાં ન ગાળી શકે, આખો દહાડો બાઇબલ પણ ન વાંચી શકે, આટલી ઉંમરે ઘરમાં રમાતી રમતો પણ શું રમે ? વળી રમતમાં કોઈ સાથીને રોકવો જોઇએ. બધાને સાથી મળી નથી શકતા. ત્યારે જો કંઇક ઉપયોગી વિનોદ મળે તો સારૂં, એમ વિચારી આ બૂઢાએ રેંટિયો પસંદ કર્યો હોવો જોઇએ.

૨. આ ચિત્ર મારે હાથ આવ્યું તે પહેલાં એક ગૃહસ્થ જે પ્રથમ કોઇ ઠેકાણે મોટો હોદ્દો ભોગવતા હતા તે આવ્યા. તેમનો વખત કેમે જતો ન હતો. આખો દહાડો માળા ફેરવવામાં તે નહોતા રોકી શકતા. કંઈક પણ પરોપકારી ધંધો જોઇતો હતો, મને તો વિચાર કરતાં તેમના શરીરને યોગ્ય એવો રેંટિયા વિનાનો બીજો ધંધો સૂઝયો નહિ. મેં તેમની પાસે વિનયપૂર્વક સૂતર કાંતવાની વાત કરી.

૩. ઘણાઓ કલબોમાં જઇ પાનાં કે બીલિયર્ડ રમે છે, તેથી તેઓ પોતાનાં મગજ તાજાં કરતા હશે કે નહિ એ વિષે મને શંકા છે. પણ તેઓ ઘેર જઈ સ્વચ્છ કોટડીમાં બેસી રેંટિયો ચલાવે તો તેમાંથી જેટલો નિર્દોષ આનંદ ભોગવાય તેટલો પાનામાંથી નહિ જ મળે એમ મારી ખાત્રી છે.

૪. સર જોન લબકનો આરામ એક ઉપયોગી કામમાંથી બીજામાં પ્રવેશ કરવો એ હતો. તેનો વિનોદ કીડીઓની પ્રવૃત્તિનું અવલોકન કરવામાં હતો. લોર્ડ સોલ્સબરી રસાયણના પ્રયોગો કરીને વિનોદ મેળવતા. ગ્લેડસ્ટન લાકડાં કાપી આમની સભાનો બોજો હળવો કરતા. આવા ઉપયોગી આનંદોની જેટલી આપણને જરૂર છે તેટલી અંગ્રેજ પ્રજાને નથી.

૫. એક મિત્રની સાથે હું વાત કરતો હતો, તેણે રેંટિયાને પ્રધાનપદ આપ્યું તેનું કારણ મેં પૂછયું તો તેણે કહ્યું રેંટિયો આપણને આર્થિક સ્વતંત્રતા તો આપશે જ, લોકોને સ્વાશ્રયી બનાવશે જ, પણ સર્વથી વધારે સેવા તો એ કરશે કે તેથી સ્ત્રીપુરુષ બંનેને નિરાંતે વિચાર કરવાનો અવકાશ મળશે અને બધાં શાંત તથા પવિત્ર થશે. જેઓ નિરંતર રેંટિયો કાંતશે તેમના હૃદય પર એવી ભારે છાપ પડશે કે તેવી બીજા કશાની નહિ પડે.

૬. [ જ્યારે શાંતિ મળશે, ત્યારે જ સ્થિર વિચાર કરવાનો અવકાશ મળશે; તેવા વિચારથી આપણા અનેક પ્રશ્નોનો ઉકેલ થશે. જેમ રેંટિયામાંથી વધારે અને વધારે સૂતર નિકળતું થશે તેમ દેશમાંથી ભૂખમરો અને કાપડની અછત દૂર થશે. માટે રેંટિયો અને તેમાંથી નિકળતા સૂતરની પવિત્રતા જેટલી આંકીએ તેટલી થોડી છે. ] હાથે કાંતેલું સૂતર દૂધની જેમ કિંમતી ગણાવું જોઇએ. રેંટિયો એ પણ એક પૂજનીય ગાય છે. ગાય વિનાનું ઘર જેમ ન શોભે તેમ રેંટિયા વિનાનું ઘર ન શોભે. નાના મોટા કોઇ ગાયને દોહવામાં હલકાઇ નથી માનતા, તેમ નાના મોટા સર્વેએ રેંટિયો ચલાવવામાં હલકાઇ ન માનતાં ગૃહસ્થાઇ માનવી જોઇએ. ગાય તો કોઇ વેળા પાટુ મારે છે, ગાય ખાણુ માગે છે. રેંટિયો તો એવો પરોપકારી છે કે તે પાટુ મારે જ નહિ, તેને ખાણુ જોઇએ જ નહિ, તેની પાસેથી ઉજળું દૂધ જેવું સૂતર તમારી ઇચ્છાએ લઈ શકો છો. ગાય પોતાની શક્તિ પ્રમાણે દૂધ આપે છે. રેંટિયો આપણી શક્તિ પ્રમાણે સૂતર આપે છે. રેંટિયાની રક્ષા એ પણ ગોરક્ષા છે.

૭. રેંટિયાના ઉદ્ધાર વિના ગાયની રક્ષા લગભગ અસંભવિત થઈ પડી છે. હિન્દુસ્થાનના ખેડુતોની પાસે દ્રવ્ય નથી તેથી તેઓ પોતાનાં ઢોર વેચી કહાડે છે અથવા તેમને ભૂખે મારે છે. હિન્દુસ્થાનના માણસો જેમ દુબળા છે તેમ તેમનાં ઢોર પણ દુબળાં છે, કેમકે હિન્દુસ્થાનની હાલત દેવાળિયાની છે. હિન્દુસ્થાન પોતાની મૂડી ઉપર નભે છે, તેની મૂડી દહાડે દહાડે ઘટતી જાય છે. હિન્દુસ્થાનને પૂરતો પ્રાણવાયુ જ નથી મળતો તેથી તેનો શ્વાસ રૂંધાય છે.

૮. દેશમાં અનાજ નથી, વસ્ત્ર નથી, અથવા બન્ને બહુ મોંઘાં છે. દૂધ–ઘીનો તો ઘણાને ત્યાગ કરવો પડે છે. તે અવસરે મુખ્ય ધર્મ આ બે

વસ્તુ પેદા કરવામાં અને પૂરી પાડવામાં સમાઇ જાય છે. ભૂખ્યાનું પેટ ભરવું અને નાગાને ઢાંકયા પછી જ આપણે ખાઇએ, પહેરીએ, તેમાં દયાધર્મનો સમાવેશ થઇ જાય છે. હું નમ્રતાપૂર્વક સલાહ આપું છું કે તમારો બચતો વખત જો તમે ખેતર આદિમાં રોકાઇ શારીરિક બળ ન વાપરી શકો તો ખચિત રેંટિયો મેળવી સૂતર કાંતવામાં રોકજો, તેથી ધર્મ અને અર્થ બન્ને સચવાશે.

૯. રાષ્ટ્ર તરીકે હિન્દુસ્થાન જીવી કે મરી તો એક રેંટિયા પાછળ જ શકે. આ દેશની હરકોઇ વયોવૃદ્ધ સ્ત્રીને જઇને પૂછો. તે તમને તરત જ કહેશે કે જે દિવસે હિન્દુસ્થાનમાં રેંટિયો ઉંચો મૂકાયો તે દિવસથી જ અહિં દુઃખ-દરિદ્રે ઘર કર્યું, અને આપણી બધી બરકત અને સુખસંપત્તિ નષ્ટ થઇ. આખા હિન્દુસ્થાનની સ્ત્રીજાતિ અને આમપ્રજા તો રેંટિયાના આજના જીર્ણોદ્ધારનું મહત્ત્વ સાનમાં સમજી ગઇ છે. પ્રજાને તો આ આપત્કાળમાં એ અમૃતસંજીવની થઇ પડ્યો છે. અનેક ગરીબ સ્ત્રીઓનો તે શિયળરક્ષક છે. મને જેટલી જેટલી વિધવા બહેનો મળી છે તેમણે આ પુરાણા સાથીના પુનરુદ્ધારને માટે મારી આગળ આશીર્વચનોના વરસાદ વરસાવ્યા છે. રેંટિયાનો પુનરુદ્ધાર એ એક જ આજે કરોડો ભૂખે મરતા હિન્દીઓને ઉગારી લે એમ છે. આ પહોળા વિશાળ હિન્દુસ્થાનમાં ઉદ્યોગો ખીલવવાની બીજી એકે યાંત્રિક યોજના આમપ્રજાને દિનપ્રતિદિન વધતી જતી કંગાળિયતમાંથી આજે બચાવી શકે એમ નથી, હિન્દુસ્થાન કંઇ એક સામાન્ય કદનો દેશ નથી. એ તો એક વિશાળ ખંડ છે અને ઈંગ્લાંડની પેઠે કોઇ કાળે એને કારખાનાંઓનું જાળું કરી મૂકી શકાય એમ નથી, એ વાત આપણે કદાપિ ભૂલવી ન જોઇએ. અને આપણી પોતાની હાજતો કરતાં હજારોગણું વધારે પેદા કરી લઇને તેના જોર ઉપર દુનિયાના દેશોને નિચોવવાની તો કોઇ પણ યોજનાને આપણે દઢતાપુર્વક અભદ્ર અને અસ્પૃશ્ય જ માનવી જોઇએ. પ્રજાના વ્યર્થ વીતતા કલાકોનો આપણાં ગામડાંઓ અને ઝુંપડાંઓમાં ઘેરેઘેર કપાસમાંથી કાપડ પેદા કરવા પાછળ ઉપયોગ કરી દેશને સમૃદ્ધ કરવામાં જ આજે આપણી એકમાત્ર આશા રહી છે. આમ હિન્દી પ્રજાના જીવનમાં રેંટિયાને હું હવા તેમ જ ખોરાકના જેટલી જ આવશ્યક વસ્તુ ગણું છું.

૧૦. વળી હિન્દુને માટે એ જેટલો આશીર્વાદ રૂપ છે, તેટલો જ મુસલમાનને માટે પણ છે. બલ્કે મુસલમાનોને તો હિન્દુઓના કરતાં પણ વધુ ઉત્સાહથી એ તરફ વળતા જોઉં છું. આનાં કારણ છે. મુસલમાન ઓરત પરદાનશીન છે. રેંટિયો કાંતીને તે પોતાના પતિ પરના બોજાને અનાયાસે કંઇક હલકો કરી શકે છે. આમ રેંટિયો એ જ હિન્દુસ્થાનની પ્રજાના જીવનનું સર્વસામાન્ય તત્ત્વ છે. એ વડે આપણે આજે આખી દુનિયાને જાહેર કરીએ છીએ કે અન્ન અને વસ્ત્ર એ બે બાબતમાં તો અમે સંપૂર્ણ સ્વતંત્ર અને સ્વાશ્રયી બની રહેવાનો નિશ્ચય જ કર્યો છે. મને આશા છે કે જેને જેને મારી આ વાત ગળે ઉતરે તેઓ પોતપોતાના ઘરમાં વગરવિલંબે રેંટિયાની સ્થાપના કરશે.

૧૧. દરેક માણસ સંપૂર્ણ શાંતિ ન મેળવી શકે, દરેક માણસ કાયાને પત્થર જેવી ન કરી શકે, તેથી આપણે સમુદાયમાં રહી થોડી થોડી શાંતિનો સરવાળો કરી થોડુંઘણું સુખ મેળવીએ છીએ, અને એવું અલ્પ દેહદમન કરવાનો માર્ગ આપણે સ્વદેશી મારફતે શોધ્યો છે. નાનામોટા બધા જ આટલો યે યત્ન ન કરી શકે એવું કંઈ જ કારણ નથી. થોડો સમય કાંતવું વણવું એ પ્રજાને ભારે પડતું ન જ હોય. તેથી જ હિંદુ–મુસલમાનની એકતાનું ચિહ્ન રેંટિયો; આપણે મદ્રાસી, કાનડી, બંગાલી, ગુજરાતી મરાઠી, પંજાબી, સિંધી, મારવાડી બધા જ એક છીએ એવું ભાન કરાવનાર અને સિદ્ધ કરનાર રેંટિયો. આટલું જાણ્યા છતાં પણ જે રેંટિયો ન ચલાવે અને સ્વરાજ્ય માગે તે હક્ક વિનાનો માગનાર ભીખારી છે. ભીખારીને સ્વરાજ્ય ન હોય. એટલે જેને સ્વરાજ્ય જોઇએ તેણે મૂંગેમોંઢે જ્ઞાનપૂર્વક હંમેશાં ઇશ્વરનું નામ લેતાં દેશપ્રીત્યર્થે સુવર્ણમય સૂતર કાંતવું. જ્યારે પ્રત્યેક હિંદી જેમ પોતાના ઘરનું રાંધ્યું જમે છે, તેમ પોતાના ઘરમાંનું કાંત્યું વણે કે પાડોશી પાસે વણાવી પહેરે અને બીજું કંઇ ન પહેરે ત્યારે જ સ્વરાજ્ય છે, તે પહેલાં નહિ.

૧૨. મને કોણ કહેશે કે આટલું એક બાળકના યે ગજા ઉપરવટ છે? આનાથી સહેલી શરત કઈ હોઈ શકે? આપણે હાથે જ આપણે તેને અઘરી કરી મેલી છે અને મૂંઝાઇએ છીએ, દુષ્કાળથી પીડાઇએ છીએ, આભડછેટથી રીબાઇએ છીએ, હિંદુ–મુસલમાન એકબીજાને વેરી ગણીએ છીએ.

૧૩. દુષ્કાળથી લોકો એટલા ભૂખે મરે છે કે કોઇ તો સહકુટુંબ ડૂબી આપઘાત કરે છે ! આનું કારણ કંઇ અનાજ બજારમાં મળતું નથી એમ નથી. પણ તે લેવાના લોકોની પાસે પૈસા નથી અને પૈસા મેળવી શકે એવું તેમની પાસે કામ નથી. થોડા જ સરકારના રસ્તા સમારવા એટલે પત્થર ફોડવા ઉંચકવા જઇ શકે છે. આમાંથી સ્ત્રી ભાગ્યે પાંચ પૈસા અને પુરુષ નવ પૈસા કમાય છે. વળી મજુરીનું રોજ ભલે ત્રણ આના હોય પણ મુકાદમની દસ્તુરી દર આના પાછળ એક પૈસો તો ચોંટેલી હોય જ ! આ મુલકમાં લોકો ત્રિશ વર્ષ પહેલાં કાંતતા અને વણતા. આજ પણ સ્ત્રીઓ ભૂલી નથી ગઇ. તાડપત્તીમાં મેં અંસજ ઓરતોને મહાસભાસમિતિના મકાનમાં છૂટથી કાંતતી જોઈ. આ ઓરતોને આઠ કલાકના ત્રણ આના મળે છે. તેમાં દસ્તુરી નથી. તેમના ઉપર કોઇ બદમાશ કુદષ્ટિ ન કરી શકે, અને પત્થર ફોડનારા પેલા પુરુષો કરતાં આ ઓરતો વધારે કમાય છે. દત્તમંડલનાં હજારો સ્ત્રીપુરુષોએ મને રેંટિયાધર્મમાં પુનરુદ્ધારને સારૂ આશીર્વાદ આપ્યો.

૧૪. હું તો માનું જ છું કે મારી સર્વ બાહ્ય પ્રવૃત્તિઓમાં રેંટિયો એ સૌથી વધારે સ્થાયી અને કલ્યાણકારી છે. હિંદુસ્થાનમાં લાખો ઘરોના આર્થિક દારિદ્રના પ્રશ્નનો ઉકેલ રેંટિયાથી આવશે અને રેંટિયો એ દુકાળની સામે અસરકારક વીમા રૂપ છે, એ મારા કથનોનું સમર્થન કરવાને અત્યારે મારી પાસે પુષ્કળ સાબિતી છે.

૧૫. હિંદના મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. પ્રફુલ્લચન્દ્ર રૉયને તમે ઓળખતા હશો, પણ તમને એ ખબર નહિ હોય કે તેઓ પણ રેંટિયાના ચુસ્ત હિમાયતી બન્યા છે. હિંદુસ્થાનને 'ઔદ્યોગિક', ના આજના અર્થમાં ઔદ્યોગિક દેશ બનાવવાની જરૂર નથી. હિંદુસ્થાનમાં ૧૯૦૦ માઇલની લંબાઇ અને ૧૫૦૦ માઇલની પહોળાઇવાળા વિશાળ ક્ષેત્ર પર પથરાયેલાં ૭,૫૦,૦૦૦ ગામડાં છે. લોકો જમીનને વળગીને રહેલા છે અને એમાંનો મોટો ભાગ તો મહામુશીબતે પોતાનું ગુજરાન ચલાવે છે.

૧૬. મારા કથનની સામે ગમે તેટલું કહેવામાં આવે છતાં દેશને એક છેડેથી બીજે છેડે ઉઘાડી આંખે મેં મુસાફરી કરી છે, લાખો માણસો સાથે ભળીને અનુભવ મેળવ્યો છે, તેને આધારે હું કહું છું કે ભૂખમરો વધતો જાય છે, એમાં તલ ભાર પણ શંકા હોઇ શકે નહિ.

૧૭. એ પણ નિર્વિવાદ વાત છે કે લાખો માણસોને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના તો પરાણે નકામું બેસી રહેવું પડે છે. આમ જેને નિરુદ્યમી રહેવું પડે તેનો નાશ જ સંભવે. ખેતીમાં ધરમૂળથી ઉથલપાથલ થવાની જરૂર નથી. હિંદી ખેડુતને ખેતીની સાથે કોઇ ગૌણ ઉદ્યોગ જોઇએ છે.

૧૮. કરોડો માણસને પોતાનાં ખેતરોમાં પૂરવણી રૂપે તો સૌથી સ્વાભાવિક ઉદ્યોગ રેંટિયાનો છે, હાથસાળનો નહિ. ઘેરઘેર સાળ દાખલ નહિ કરી શકાય, જ્યારે રેંટિયો કરી શકાશે, અને એક સૈકા પહેલાં પણ હિંદુસ્થાનના ઘરેઘરમાં રેંટિયાને સ્થાન હતું. રેંટિયાને પદચ્યુત કરવા માટે આર્થિક દબાણનો નહિ, પણ હેતુપૂર્વક પશુબળનો જ ઉપયોગ કરવામાં આવેલો, એ વાત સત્તાવાર લખાણો પરથી પૂરવાર થયેલી છે. કલાઇવના વખતમાં રેંટિયા આપણે ચલાવતા હતા તે વાત સાચી છે. તે વખતે આપણે પરાધીન નહોતા બની ગયા, પણ બનવાની શરૂઆત થઈ હતી, અને જેમ જેમ રેંટિયાનો ત્યાગ થતો ગયો તેમ તેમ આપણે પરાધીન બનતા ગયા અથવા આપણને અપંગ બનાવવામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને રસ વધતો ગયો. તેથી રેંટિયાના પુનરુદ્ધારથી હિંદુસ્થાનના આર્થિક પ્રશ્નનો એક સપાટે ઉકેલ આવી જશે.

૧૯. પરસ્પર સહકારી મંડળો ઉભાં કરી તેમને સફળ બનાવવામાં રેંટિયો એ ભારે અસરકારક શક્તિ છે. લાખોના પ્રામાણિક સહકાર વિના એ સાહસ કોઇ કાળે સફળ થવાનું નથી; વળી લાખો સ્ત્રીઓને પતિત જીવનમાંથી ઉગારી લેવાના સાધન રૂપ પણ તે બનતો જાય છે. આમ રેંટિયો જેટલો દારિદ્ર–દુઃખનાશક છે તેટલો જ ધર્મરક્ષક પણ છે.

૨૦ હિંદુસ્થાનમાં સંચાકામ દ્વારા બીજા કોઇ પણ ઉદ્યોગની ખીલવણી કરવામાં આવે તે સામે મારે કશું કહેવાનું નથી, પણ એટલું તો હું કહું જ છું કે હિન્દુસ્થાનનાં મુખ્ય મુખ્ય શહેરોમાં ઉભાં થયેલાં ગંજાવર ભઠિયારાં મારફતે દેશને રોટલા સસ્તે ભાવે પૂરા પાડવા અને ઘરનાં ચૂલાનો નાશ કરવો એ જેટલી ભયંકર ભૂલ છે, તેટલી જ વિનાશક ભૂલ દેશ બહાર અથવા દેશની અંદર રાક્ષસી મીલો દ્વારા ઉત્પન્ન થયેલા કાપડથી હિંદુસ્થાનને ઢાંકવામાં રહેલી છે.

૨૧. [ દાખલા તરીકે કાઠિયાવાડમાં ] છવિશ લાખની વસ્તી જો દર વર્ષે સરેરાશ અઢી રૂપિયાનું કાપડ પહેરે અને તેટલાની ખાદી કાઠિયાવાડમાં બનાવે તો કાઠિયાવાડમાં પાંસઠ લાખ રૂપિયા બચ્યા. કાઠિયાવાડી ઘરોમાં એટલા રૂપિયા દર વર્ષે રહેતા જ જાય તો કાઠિયાવાડની આર્થિક સ્થિતિ કેટલી આગળ વધે તેનો ખ્યાલ દરેક જણ પોતાને સારૂ કરી શકે છે. આટલા હિસાબમાંથી બીજા આંકડાઓ પણ એવા જ સંતોષકારક ઘટાવી શકાય છે. દરેક કુટુંબનાં પાંચ માણસ ગણીએ તો તે કુટુંબની કમાણી દર વર્ષે સાડાબાર રૂપિયા વધી. સરેરાશ હિસાબ કહાડતાં આપણે જાણીએ છીએ કે દરેક માણસના કંઇ તેને ભાગે આવતા રૂપિયા નથી બચતા પણ તેટલો લાભ આખા સમુદાયને મળે છે. તેનો અર્થ તો એ થયો કે એ પાંસઠ લાખ રૂપિયાનો લાભ કાઠિયાવાડના ગરીબ કુટુંબો જેમને પૈસાની જરૂર છે, જેને સાંકડામાં રહેવું પડે છે તેમને મળે, અથવા તેનો બીજો અર્થ એ રીતે કરાય કે પાંસઠ લાખ રૂપિયાનો ઢગલો કાઠિયાવાડીઓની પાસે નિરંકુશ પડ્યો છે. તેમાંથી જેને જેટલું લૂંટવું હોય તેટલું લૂંટે. એમ છતાં એ લૂંટ તો સભ્ય લૂંટ બની. અને એ રૂપિયાની વહેંચણી રેંટિયા મારફતે કરવાની રહી, તેથી એ રૂપિયા કેવળ જેને જરૂર છે એવાં ગરીબ ઘરોમાં જ જાય.

૨૨. જે માણસ એક વાર ખાદી લે છે તે ઓછામાં ઓછા ત્રણ આના ગરીબના ઘરમાં મૂકે છે. આટલી બધી શક્તિ જ્યાં એક વાર ખાદીમાં રહેલી છે ત્યાં કેમ કોઇ પણ માણસ ખાદી પહેર્યા વિના રહે ? ખાદીમાં કેટલું સ્વદેશાભિમાન છૂપાયેલું છે એ તો ખાદીને સમજપૂર્વક પહેરનાર જ જાણે. સ્વદેશી એ કરોડોને કલ્યાણકારક છે, હિંદુ-મુસલમાન વચ્ચેની એકદિલીની નિશાની છે, કંગાળ પ્રત્યેની રહેમદિલીનું ચિહ્ન છે.

૨૩. કલકત્તામાં કોઇએ મૌલાના મહમદઅલીને પૂછેલું: કેટલાક લોકો કહે છે કે રેંટિયાથી સ્વરાજ્ય મેળવવાની વાત ચમત્કાર જેવી છે. મૌલાનાએ કહ્યું: હશે; પણ છ હજાર માઇલથી આવેલા મૂઠ્ઠીભર ગોરાઓ તેત્રિશ કરોડ માણસો પર સત્તા ચલાવી શકે એ ચમત્કાર મોટો કે આ મોટો ?

૨૪. હું જાણું છું કે કેટલાક લોકો રેંટિયાની મદદથી શાળાકૉલેજોની કેળવણીને સ્વાશ્રયી કરી મૂકવાના મારા ખ્યાલને હાસ્યાસ્પદ ગણે છે, પણ હું તેમને ખાત્રી આપું છું કે રેંટિયા આપણા કેળવણીના પ્રશ્નનો જેટલો સચોટ ઉકેલ આણે છે, તેટલો બીજું કોઇ પણ સાધન લાવી શકે એમ નથી. નવા કર ઉંચકવાની પ્રજામાં શક્તિ રહી નથી; છે તે કરો પણ અસહ્ય થઈ પડ્યા છે. આ સ્થિતિમાં જો પ્રજાની દિવસે દિવસ વધતી જતી ગરીબાઇનો ઇલાજ કરવો હોય તો દારૂ–અફીણની બદી ઉપરાંત પરદેશી કાપડનો નાશ થવો જોઇએ અને ખાદી એ ઘરઘરની સામાન્ય વસ્તુ થઈ પડવી જોઇએ.

૨૫. સ્વદેશીની પ્રવૃત્તિ એના ઉગ્રમાં ઉગ્ર અને સર્વવ્યાપક સ્વરૂપમાં આવ્યે જ છૂટકો હતો, અને તે બરોબર યોગ્ય વખતે આવી પહોંચી છે. અસહકારના કાર્યક્રમના એક જરૂરી અંગ તરીકે એ પ્રથમથી જ હતી અને અત્યારે પણ છે. મારે હિસાબે તો અસહકારના કાર્યક્રમનો એ સૌથી મોટો, સૌથી સલામતીભર્યો અને અસહકારની સફળતાને સારૂ સૌથી ખાત્રીલાયક વિભાગ છે. અત્યારના શુદ્ધ સ્વરૂપમાં એ અત્યાર અગાઉ આટલા જોરથી ઉપાડી શકાય એમ નહોતું. પ્રજાના મનમાં રેંટિયામાં છૂપાયેલું સત્ય ઉગી જવું જરૂરી હતું. એના અંતરમાં ઘર કરી બેઠેલા જૂના વહેમ અને કુશંકાઓ ભૂંસાવાં જરૂરી હતા. એકલા બ્રિટિશ માલનો બહિષ્કાર અગર તો જાતે પેદા કર્યા વિના બધા પરદેશી માલનો એકલો બહિષ્કાર કરવાના ખ્યાલમાં રહેલી નિરર્થકતા પ્રજાને ગળે ઉતરવી જરૂરી હતી. સ્વદેશી કાપડનો ત્યાગ કરવાથી પ્રજાએ પોતાની સ્વાધીનતા ખોઇ; અને ફરી એક વાર હાથકંતામણ અને હાથવણાટને અપનાવવાથી એ સ્વાધીનતા ઘેર કરી શકાય એ વાત પ્રજાને સૂઝવી બાકી હતી. એને એ પણ સમજાવું બાકી હતું કે જે ઘડીએ એણે અજાણતાં પણ હાથે કાંતવાનું અને વણવાનું છોડ્યું તે જ ઘડીથી તેની રસવૃત્તિ મારી ગઇ. એને સૂઝવું બાકી હતું કે લશ્કરી ખર્ચોના શોષણના કરતાં પણ આ ઘરગથ્થુ ધંધો ખોઈ બેસવાથી જ હિંદુસ્થાન વધુ શોષાયું છે, વધુ નિષ્પ્રાણ બન્યું છે, અને દુષ્કાળ હિંદુસ્થાનનો રોજનો પરોણો બની રહ્યો છે. રેંટિયામા શ્રદ્ધાવાળા માણસો દરેક પ્રાંતમાં આગળ આવવા બાકી છે, અને લોકોમાં પણ ખાદી પ્રત્યે પ્રીતિભાવ અને મમતા પેદાં થવાં બાકી છે.

૨૬. પાંચ પંદર રેંટિયાનો આ સવાલ નથી; આ તો હિન્દુસ્થાનનાં ૬ કરોડ ઘરોમાંના દરેકમાં રેંટિયા ચાલુ કરવાનો સવાલ છે. હિન્દને જોઇતું બધું કાપડ પેદા કરવાનો અને તે આખા દેશભર સર્વ જગ્યાએ પહોંચાડવાનો આ સવાલ છે.

૨૭. સ્વદેશીના પ્રયત્નમાં જ કોઇ પણ પ્રજા સદાચારી, મહાન્, સ્વાશ્રયી અને સંતોષી બનાવનારા એકેએક સદ્ગુણ પેદા કરશે. જ્યારે પ્રજા પોતાના શુદ્ધ મરજયાત પ્રયાસથી પરદેશી કાપડનો બહિષ્કાર પાર ઉતારશે તે દિવસે તે સ્વરાજ્યને માટે તૈયાર જ હશે. તે દિવસે હું વચન આપું છું કે હિંદુસ્થાનમાં પડેલી લશ્કરી છાવણીઓ અને દારૂગોળા તેમ જ હથિયારોથી ભરેલા લશ્કરી કિલ્લાઓ હિન્દી બાળકોને ગેડીદડે રમવાની નિર્દોષ જગ્યાઓ માત્ર બની રહેશે. તે દિવસે અંગ્રેજો અને આપણી વચ્ચેનો સંબંધ સોળે આના શુદ્ધ અને નિર્મળ હશે. તે દિવસે લૅન્કેશાયરના વેપારીઓનો મત હિંદુસ્થાનનું રજ અહિત કરી શકશે નહિ. અંગ્રેજો પણ આ દેશમાં મરજી હશે તો મિત્રો તરીકે, બરોબરીઆ તરીકે હિન્દનું હિત કરવાનો અને હિંદને મદદ કરવાનો એકમાત્ર શુભ હેતુ હૈયે ધરીને રહેતા હશે. અસહકાર એ અંગ્રેજોને ખાનદાનીની રીતે આપણી જોડે સહકાર કરવા નોતરનારી અથવા તો આપણા દેશમાંથી રૂખસત લેવા વિનવનારી પ્રવૃત્તિ છે. એ આપણા નાતાને શુદ્ધ પાયા ઉપર ગોઠવવા અને આપણા સ્વમાનને અને મોભાને છાજે એ ઢબે એ નાતાને નક્કી કરવા ઉઠાવવામાં આવેલી પ્રવૃત્તિ છે.



# ૮. સંચા વિરુદ્ધ સ્વદેશી.



૧ "સંચાઓ કે જેના ઉપયોગથી દેશોની આર્થિક સ્થિતિ સુધરે છે તે સંચા વિરુદ્ધ આપનો મત હશે? મીલ વિગેરે મેલીને રેંટિયાથી કંઇ વિશેષ લાભ કયાં યે પણ સમાયેલો હશે? શુદ્ધ સ્વદેશીવ્રત હાથથી જ (સંચાથી નહિ) બનાવેલો માલ વાપરવાથી જ કેમ લેખાતું હશે? સ્વદેશીવ્રત અને સંચાઓને બનતું નથી? કોઇ માત્ર સ્વદેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે જ અત્યારસુધી વિદેશમાં બનેલા સંચા અહિં બને તેમ કરે અને પછી તેમાં સુધારોવધારો કરવા યત્ન કરે તો તે દેશ પ્રત્યે ફરજ બજાવતો નહિ કહેવાય?"

૨. ઉપલી શંકા ઘણાને થયાં કરે છે એમ મેં જોયું છે. શુદ્ધ સ્વદેશીને અને સંચાને જરા યે વિરોધ નથી. સ્વદેશી ચળવળ માત્ર પરદેશમાં પેદા થયેલા અને પરદેશમાં પેદા થતા કાપડનો ત્યાગ કરવાને સારૂ ઉત્પન્ન થયેલી છે. મીલનું કાપડ પહેરવામાં બાધ ગણાયેલો નથી. પણ હું પોતે મીલમાં બનેલું કાપડ પહેરતો નથી અને સ્વદેશીવ્રતની ઉપરની સમજણમાં મેં અવશ્ય સૂચવેલું છે કે હાથથી કંતાયેલું સૂતર અને હાથથી વણાયેલું કાપડ પહેરવું એ પ્રત્યેક હિંદીનો ઉદ્દેશ હોવો જોઇએ. હિંદુસ્થાનને સદ્ભાગ્યે કરોડો માણસ એકી વખતે આ ઉદ્દેશનો અમલ કરે તો મીલોને કદાચ કંઇ ધક્કો પહોંચે એમ બને.

૩. પણ સંચાકામ વિના આપણાથી જેટલું બને તેટલું આપણે ચલાવી લેવું જોઇએ. તેમાં જ શાંતિ અને સુખ રહેલું છે, જેમ કરતાં મીલો બંધ થશે કે નહિ તેની આપણે ફીકર રાખવાની નથી. મીલવાળા વધારે મીલો કરતાં બંધ રહેશે તોપણ ખોટું નથી. તેમ પણ નહિ કરે તો આપણે જેને સુખ માન્યું છે તેમાં આપણે મચ્યા રહેવું ઘટે.

૪. જો આખું હિંદુસ્થાન ઉપર પ્રમાણે પવિત્ર નિશ્ચય કરે તો મારી ખાત્રી છે કે મીલના માલિકો પણ તે નિશ્ચયને વધાવી, તેને પવિત્ર ગણી, તેમાં સામેલ થાય.

૫. પણ ઘણાં વર્ષથી ચાલતી આવેલી ટેવ માણસો એકદમ છોડતા નથી. એટલે દેશમાં બન્ને પ્રવૃત્તિને સારૂ અાવકાશ છે. ભલે મીલો વધે, ભલે રેંટિયા વધે અને હાથની સાળો વધે. બન્ને સંચા તો છે જ. હાથની સાળ એ નાનકડી વિવિંગ મીલ છે. રેંટિયો નાનકડી સ્પિનિંગ મીલ છે. ઘેર ઘેર આવી નાજુક મીલ બને તેની સામે કંઈ કહેવાપણું હોય નહિ એટલું જ નહિ, પણ રેંટિયાની અને હાથસાળની પ્રવૃત્તિની દેશને પૂરેપૂરી જરૂરિયાત છે. કોઇ દેશના ખેડુતો ખેતી ઉપરાંત બીજા મદદગાર ઉદ્યોગ વિના નભી શકતા નથી. હિંદુસ્થાન કે જે કેવળ વરસાદની ઉપર જ નભે છે ત્યાં તો દુષ્કાળને સમયે રેંટિયો અને સાળ કેવળ કામધેનુ રૂપ જ છે. એટલે ૨૧ કરોડ ખેડુતોની દૃષ્ટિએ રેંટિયાની અને હાથસાળની પ્રવૃત્તિની યોજના કરવામાં આવી છે. દેશમાં મીલો કરીને આપણે બધું કાપડ પેદા કરતા થઇએ, તોપણ આપણે ખેડુતોની દિનપ્રતિદિન દુઃખી હાલત થતી મટાડવાને સારૂ તેમને મદદગાર ધંધો આપવો જ જોઇએ; અને કરોડો માણસ કરી શકે તે કાંતવા-વણવાનો જ ધંધો છે.

૬. આમાં સંચાના કે મીલના વિરોધી વાત નથી. દેશની સ્થિતિને શું અનુકૂળ છે તેની જ વાત છે. દેશમાં સંચાઓ બનાવવાની પ્રવૃત્તિનો મને દ્વેષ નથી. સંચાઓમાં સુધારા થાય તેમાં પણ દ્વેષ નથી. પણ એ સંચાઓ શું કરશે એ તો હું જાણવાને ઇચ્છું. રસ્કિનના શબ્દમાં એમ પણ પૂછું કે શું એવા સંચા શોધવા છે કે જેથી હજારને બદલે લાખ માણસને એક મિનિટમાં ઉડાવી શકાય તેવી તોપ બનાવાય? કે એ સંચાથી એવી જાતના નાનાં હળ બનાવવાં કે જે વડે કઠણ જમીન સામાન્ય પરિશ્રમથી ઉખેડી શકાય? અને મારા હાથમાં કાયદો હોય તો હું નાશ કરવાનું યંત્ર બનાવવાની પ્રવૃત્તિને ગુન્હો ઠરાવું અને પ્રત્યેક મનુષ્યને હળવું પડે એવું હળ બનાવવાની પ્રવૃત્તિનું રક્ષણ કરૂં.

૭. યંત્ર અથવા યંત્રના સુધારા એવા જોઇએ કે જે આપણા દેશને રુચે તેવા હોય અને તેનો ઉપયોગ પોતાના ઘરમાં કરી શકે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જેટલા સુધારા થઇ શકે તેટલા સુધારા કરાવવા બધા ખેડુતો અને કારીગરો મોટાં કારખાનાંમાં કામ કરી ન જ શકે. ખેડુતો પોતાનાં ખેતર છોડી ન શકે. તેઓનાં ઘરમાં ખેતી ઉપરાંત કંઇક ઉદ્યોગ દાખલ થઇ શકે એવી શોધ કરવી, એવા ઉપાય યોજવા એ દરેક હિંદ–હિતેચ્છુની ફરજ છે. મારી ઉમેદ છે કે આમાં ઉપરની શંકાનું પૂરૂં સમાધાન થઇ જશે.



# ૯. કવિવરને જવાબ.

૧. કાંતવાની ક્રિયાને ધાર્મિક ક્રિયા ગણવાનું અવશ્ય કવિ તેમ જ કિંકર બંનેને હું કહું છું. લડાઇને સમયે કવિ પોતાની વાંસળી છોડે છે, વકીલ કાયદાનાં થોથાં છોડે છે અને વિદ્યાર્થી પોતાનાં પુસ્તકો કોરે મૂકે છે. લડાઇ પૂરી થયે કવિની વાંસળીમાંથી ખરો સૂર નિકળશે અને ત્યાર પછી માંહોમાંહે લડનારા લોકોને સારૂ વકીલ ભલે એનાં થોથાં ફરી ચૂંથે. ઘર બળતું હોય ત્યારે બધા બહાર નિકળી પડે છે અને ઘડા ભરી દોડે છે. મારા બધા પાડોશી જ્યારે ભૂખે મરવાની અણી ઉપર આવ્યા હોય ત્યારે તેઓને અનાજ આપવાના કામમાં જ રોકાવાનો મને અધિકાર છે. મારી ખાત્રી છે કે ભારતવર્ષ અંગારથી બળી રહ્યો છે, કેમકે તેના મનુષ્યત્વનો નાશ થઇ ગયો છે. ભારતવર્ષ ભૂખના દુઃખથી લોહાઇ રહ્યો છે; કેમકે અનાજ મેળવવા પૂરતો તેની પાસે ઉદ્યોગ નથી. ખુલનામાં લોકો ભૂખથી પીડાયા તેનું કારણ તેઓ કામ કરવા અશક્ત હતા એ નથી, પણ તેઓ પાસે કામ જ નહોતું. આપણાં શહેરો એ કાંઇ હિન્દુસ્થાન નથી. હિન્દુસ્થાન તો સાડાસાત લાખ ગામડાંઓમાં વસે છે, અને શહેરો ગામડાંઓની ઉપર નભે છે, શહેરોની દોલત પરદેશોમાંથી ઘસડાઇ નથી આવતી. શહેરના લોકો યુરોપ, અમેરિકા અને જાપાનની મોટી પેઢીઓના દલાલ છે, અને બસેં વર્ષ થયાં પશ્ચિમના મુલકો તરફથી હિન્દુસ્થાનનું લોહી ચૂસવાની જે ક્રિયા ચાલુ રહી છે તે ક્રિયામાં શહેરો ભાગીદાર બન્યાં છે. અનુભવ પરથી હું માનું છું કે હિંદુસ્થાન દહાડે દહાડે કંગાળ થતું જાય છે. તેને પગે અને જાંઘે લોહી ફરતું બંધ થયું છે. તેથી જો આપણે હવે નહિ ચેતીએ તો હિંદુસ્થાન ચકરી ખાઇ પડશે. ભૂખેથી પીડાતા ધંધા વગરના લોકોનો પરમેશ્વર તો યોગ્ય ધંધો અને તેને પરિણામે મળતું અનાજ જ હોઇ શકે. ઇશ્વરે માણસને પોતાના પેટને સારૂ મજુરી કરવા પેદા કર્યો છે, અને તેણે કહ્યું છે કે જેઓ મજુરી કર્યા વિના ખાય છે તે ચોર છે. દર વર્ષે છ માસ

સુધી હિંદુસ્થાનનાં એંસી ટકા સ્ત્રીપુરુષો પરાણે ચોર બને છે. એટલે જો આખું હિંદુસ્થાન એક જબરદસ્ત કેદખાનું બન્યું છે તો તેમાં શી નવાઇ ?

૨. આમ હિંદુસ્થાનનું ચિત્ત રેંટિયા પર ચોંટાડનારી મોટામાં મોટી દલીલ તો ભૂખ છે. રેંટિયાનો સંદેશો બધાથી મધુર છે, કેમકે તે પ્રેમનો સંદેશો છે. અને પ્રેમ તે સ્વરાજ્ય છે. કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુર કહે છે કે રેંટિયો બુદ્ધિને કચરે છે. હું નમ્રતાપૂર્વક કહું છું કે આવશ્યક મજુરી જો બુદ્ધિના વિકાસને રોકનારી ગણાય તો જ રેંટિયા પર કવિએ મૂકેલો આક્ષેપ સાબિત થાય. હિંદુસ્થાનના કરોડો, જેઓ આજે પશુઓ કરતાં પણ ઉતરતા થઇ પડ્યા છે અને જેઓ મરણની પથારીએ પડ્યા છે, તેઓની સાથે આપણે રેંટિયાનું અનુસંધાન કરવાનું રહ્યું છે. તેઓને હોશમાં લાવવાની માત્રા આજે રેંટિયો જ છે. પણ કોઇ પૂછશેઃ "જેને અનાજને સારૂ કામ નથી કરવું પડતું તે શાને કાંતે ?" તેનો જવાબ એ છે કે તેઓ જે ખાય છે તે બીજાનું છે, તેઓ બીજાઓને લૂંટીને નભે છે. દરેક જણ પોતાના હાથમાં આવતા પૈસાનો હિસાબ કહાડી જૂએ તો મારા લખવાનું સત્ય તેઓને અજવાળા જેવું લાગશે. જે કરોડોને પરાણે ઘર ઝાલીને બેઠા રહેવું પડે છે તેઓને જો કંઇ કામનો ધંધો ન મળે તો સ્વરાજ્ય તેઓને સારૂ અર્થ વિનાનું છે. આવું સ્વરાજ્ય થોડા વખતમાં મેળવવું શક્ય છે, અને એમ કરવાને સાધન માત્ર રેંટિયાનો પુનરુદ્ધાર છે.

૩. હું ઉન્નતિ ઇચ્છું છું, આત્મનિર્ણયનો હું ભૂખ્યો છું, સ્વતંત્રતા મને પ્રિય છે, પણ એ બધું આત્માના વિકાસને જ સારૂ જોઇએ. લોખંડનો યુગ ચકમકના યુગ કરતાં આત્મવિકાસમાં ચડે છે એ વિષે મને શંકા છે, પણ હું એ વિષે બેદરકાર છું. આપણી બુદ્ધિ અને બીજી બધી શક્તિનો ઉપયોગ કેવળ આત્મોન્નતિને સારૂ જ કરવો ઘટે. પગથી તે માથા સુધી જેણે આ યુગનાં હથિયારો ધારણ કર્યાં છે તેવો માણસ કંઇ ભારે લોકોપયોગી શોધ કરી શકે એવું કલ્પવામાં મને મુશ્કેલી નથી આવતી, પણ જેના હાથમાં એક ચકમક અને લોખંડનો કટકો શોભી રહ્યો હોય અને જે તેનો ઉપયોગ પોતાના રસ્તા ઉપર અજવાળું પાડવા અથવા પોતાની જામગરી સળગાવવા કરતો હોય તે ભક્તિનાં ચમત્કારી પદો શોધી કહાડે અને જગતને શાંતિ દે એવો સંદેશો આપે એવી કલ્પના કરતાં

મને પહેલીના કરતાં યે ઓછી મુશ્કેલી જણાય છે. રેંટિયાની હિમાયત મજુરીની ખાનદાનીની હિમાયત છે. હું દાવો કરીને કહી શકું છું કે રેંટિયો ખોતાં આપણે આપણું ડાહ્યું ફેફસું ખોયું અને તેથી આપણે જલદ ક્ષયમાં સપડાયા છીએ. રેંટિયાનો પુનરુદ્ધાર આપણી ઘાસણીને રોકનારો ઇલાજ છે. કેટલીક વસ્તુઓ બધાં દેશમાં બધાં માણુસે કરવી પડે છે, અને કેટલીક વસ્તુઓ બધાને કોઇ કોઇ વાતાવરણમાં કરવી પડે છે. રેંટિયો આપણે બધાએ આજની સ્થિતિમાં તો અવશ્ય ફેરવવો જ જોઇએ અને ઘણાને હંમેશાં ફેરવવો જોઇશે.

૪. પરદેશી કાપડના આપણા મોહથી આપણે રેંટિયાને તેના સિંહાસનેથી પદભ્રષ્ટ કર્યો, અને તેથી પરદેશી કાપડના ઉદ્યોગને હું પાપ ગણું છું. મારે કબૂલ કરવું જોઇએ કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર વચ્ચે હું ભેદ પાડતો નથી. જે અર્થશાસ્ત્ર વ્યક્તિ અથવા પ્રજાના હિતને ઇજા કરે તે નીતિથી વિરુદ્ધ હોઈ પાપ છે. તેથી એક દેશને હાથે બીજા દેશને કચડવાને સારૂ અર્થશાસ્ત્રનો પ્રયોગ થાય તેને હું અનીતિ ગણું છું. મજુરોનું લોહી ચૂસીને બનેલી વસ્તુઓ લેવી કે વાપરવી એ પાપ છે. મારી પાડોશમાં રહેનાર કણીઆને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મગાવીને ખાવા એ પાપ છે. તે જ પ્રમાણે મારા પાડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાથી હું મારૂં શરીર ઢાંકી શકત અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામાં મદદ મળત એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગળ કપડાં હું પહેરૂં એ પાપ છે; અને જ્યારે મને એવું જ્ઞાન થાય, ત્યારે મારા પરદેશી કપડાં બાળી મારે પવિત્ર થવું એ મારો ધર્મ છે. તેવા જ્ઞાનનો ઉદય થયા પછી મારા પાડોશીએ બનાવેલી ખાદીથી જ મારે સંતોષ માનવો જોઈએ. વળી મારાં બધાં ભાઇબહેનો કાંતવા-વણવાનો ધંધો ભૂલાઇ જવાથી ઝટ ગ્રહણ ન કરે એમ જાણીને મારે તેને ગ્રહણ કરી લોકપ્રિય કરવો જોઇએ.

૫. કવિશ્રી માને છે કે જે કપડાં બાળવાની હું સૂચના કરૂં છું એ તેમનાં નથી પણ ગરીબોનાં છે. હું એમ સૂચવું છું કે એ તેમનાં પોતાનાં જ હોવાં જોઇએ અને છે. જો એ કપડાં ગરીબનાં અથવા નવસ્ત્રાંનાં હોત તો તેઓએ ક્યારનાં ગરીબોને આપી દીધાં હોત. મારાં પરદેશી કપડાં

બાળીને હું મારી શરમને બાળું છું. જે કપડાંની તેઓને દરકાર નથી એવાં કપડાં નવસ્ત્રાંને આપીને હું તેમનું અપમાન કેમ કરૂં ? જે ધંધાની તેઓને જરૂર છે એ ધંધો તેમને આપું. હું તેઓનો મહેરબાન થવાનો દોષ કેમ કરૂં ? તેઓને કંગાળ બનાવવામાં મેં ભાગ લીધો છે એવું ભાન થયે હું તો તેઓને ઉંચું સ્થાન આપું. મેં કહાડી નાખેલાં અન્નવસ્ત્ર ન આપું, પણ મારા સારામાં સારા અન્નવસ્ત્રનો ભાગ આપું અને તેઓની મજુરીમાં તેઓનો સાથી થાઉં.

૬. અસહકારમાં અને સ્વદેશીમાં કવિને એકલપેટાપણાનો આભાસ આવ્યો છે, પણ તેમાં એવું કશું યે નથી. મારા સંકોચને લીધે મેં અગાસીએ ચડીને પોકાર નથી કર્યો કે અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સંદેશો એ આખા જગતને સારૂ છે. એવો પોકાર કરતાં છતાં પણ જે ભૂમિમાં તેની ઉત્પત્તિ થઇ છે તે ભૂમિમાં જો એ ફળવાન્ ન થાય તો તે મિથ્યા પોકાર થઇ પડે. આજનું હિન્દુસ્થાન શું પોતાની ગુલામગીરી, ભૂખમરા અને મરકીઓનો ભાગ જગતને આપે ? અથવા તો આપણે શું આપણાં પ્રાચીન શાસ્ત્રો જગતને મોકલીએ ? જો એ શાસ્ત્રો જ મોકલવાં હોય તો તેની તો ઘણી યે આવૃત્તિ છપાયલી છે. પણ શ્રદ્ધારહિત અને મૂર્તિપૂજક જગત્ તેની ઉપર નજર કરવાની યે ના કહે છે, કેમકે આપણે, એ શાસ્ત્રોના વારસ અને રખેવાળ, તેને આપણા જીવનમાં ઉતારતા નથી, તેથી જગતને ભાગ આપવાનો વિચાર કરતાં પહેલાં મારી પાસે સંગ્રહ હોવો જોઇએ. આપણો અસહકાર નથી અંગ્રેજો સાથે કે નથી પશ્ચિમ સાથે. પણ જે પ્રથા અંગ્રેજોએ હિંદુસ્થાનમાં દાખલ કરી છે તેની સાથે, ઇશ્વરશૂન્ય સુધારાની સાથે, તેમાંથી નિપજતા રાક્ષસી લોભ અને તેને લઇને થતા ગરીબોના મરાની સાથે આપણો અસહકાર છે. આપણો અસહકાર એ આપણી વૃત્તિઓને અંતર્મુખ કરવાનો પ્રયાસ છે. અંગ્રેજી અમલદારોની શરતે તેઓનો સાથ કરવાનો આપણો ઇન્કાર છે. આપણા અસહકારથી આપણે તેમને કહીએ છીએ: "આવો, અમારી શરતે અમને મળો; અને એમ કરશો તો અમારૂં, તમારૂં અને જગતનું ભલું છે." આપણે સ્થાનભ્રષ્ટ થવાનો ચોકખો ઇન્કાર કરવો જોઇએ. ડૂબતો બીજાને શું તારે ? બીજાનું તારણ કરવાને યોગ્ય થવાને

સારૂ આપણે જાતે જ તરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ભારતવર્ષનું રાષ્ટ્રીયત્વ સ્વાર્થી નથી, ઉદ્ધત નથી, નાશકારક નથી, પોષક છે, ધાર્મિક છે, અને તેથી જગતને કલ્યાણકારી છે. જગતને સારૂ મરવાની હોંશ કરે તેના પહેલાં હિન્દુસ્થાને જીવતાં શીખવું જોઇએ. જે ઉંદરો ન ચાલતાં બિલાડીના દાંત વચ્ચે સપડાઇ જાય છે, તેમને કંઇ એવા બળાત્કારે થયેલા યજ્ઞનું પુણ્ય મળતું નથી.

૭. કવિ ભવિષ્યને સારૂ જીવે છે અને આપણને પણ તેમ કરવા કહે છે. એ તેમના કવિત્વને શોભાવે છે. પ્હો ફાટતાં પક્ષીઓ હંમેશાં આકાશમાં ઉડતાં કલ્લોલ કરી ઇશ્વરનું સ્તવન કરે છે. તેનો સુંદર ચિતાર આપણી નજર આગળ કવિશ્રી ખડો કરે છે, પણ તે પક્ષીઓને તો આગળે દહાડે ખાવાનું મળ્યું હતું અને તેઓની પાંખોમાં આગલી રાતે નવું લોહી ફરવાથી જોર હતું અને તેથી આરામ લઇ તૈયાર થયલી પાંખોથી તેઓ ઉડ્યાં. પણ મેં એવા પક્ષીઓને જોવાનું પણ દુઃખ ભોગવ્યું છે કે જેઓ બિચારાં પાંખમાં જોર નહિ હોવાને લીધે તેને ફફડાવી પણ નથી શક્યાં. હિંદુસ્થાનના આકાશની નીચે વસતું મનુષ્યપ્રાણી રાત્રિના સૂવાનો તો ડોળ જ કરે છે. અને હંમેશાં ઉઠતી વખતે આગળા દહાડા કરતાં નબળું હોય છે. કરોડોને સારૂ તો હંમેશાંનું જાગરણ અથવા તો હંમેશાંની મૂર્છા હોય છે. એ દુઃખી સ્થિતિનું વર્ણન અશક્ય છે. એ તો અનુભવથી જ ઓળખી શકાય, કબીરનું ભજન ગાઇને હું દુઃખથી પીડાતા દર્દીઓને શાંતિ નથી આપી શક્યો. દુઃખથી રીબાતાં હિંદનાં કરોડો બાળક એક જ કાવ્યની આશા રાખે છે. સત્ત્વ આપનારા અનાજની. એ અનાજની ભેટ થઇ શકે તેમ નથી. તેઓએ તે કમાવું જોઇએ, અને તે કમાવા પૂરતી મજુરી જ તેઓ માગે છે.

૮. नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥
यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

[ **ભાવાર્થ**:—( તારું ધર્મ પ્રમાણે ) નિયત થયેલું એટલે નિમાયેલું કર્મ તું કર, કારણકે કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એ અધિક સારૂં છે, નહિ તો ( એમ તો જો કે ) કર્મ ન કરવાથી તો ( ખાવાનું પણ ન મળતાં ) તારા શરીરનો નિર્વાહ સુદ્ધાં ચાલશે નહિ.

યજ્ઞને માટે જે કર્મ થાય છે તે સિવાયનાં ઇતર કર્મો આ લોકના બંધન રૂપ છે. માટે યજ્ઞ માટે કરવાનાં જે કર્મ તે પણ તું આસક્તિ કિંવા ફલાશા છોડીને કરતો જા.

પૂર્વે યજ્ઞની સાથે પ્રજાઓને ઉત્પન્ન કરી બ્રહ્મદેવે તેમને કહ્યું: “ યજ્ઞના યોગથી તમારી વૃદ્ધિ થાઓ, એ તમારી ઇચ્છિત કામનાઓ પરિપૂર્ણ કરશે. આ યજ્ઞથી તમે દેવોની સંભાવના કરો; અને તે દેવો તમારી સંભાવના કરો ! અને એ રીતે એકબીજાની સંભાવના કરતાં તમે પરમ શ્રેયને પામો ! ” કારણકે યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને તમારા ઇષ્ટ ભોગ આપશે, અને તેમણે આપેલા તે ભોગો તેમની સંભાવના કર્યા વિના ( તેમને જ પાછા આપ્યા વિના ) જે એકલા ભોગવે છે તે ચોર જ છે.

યજ્ઞ કરતાં અવશિષ્ટ રહેલો ભાગ ગ્રહણ કરનારા સત્પુરુષો સર્વ પાપથી મુક્ત થાય છે. અને જે પાપી પુરુષો ( યજ્ઞ ન કરતાં ) પોતાને માટે જ પાક કરે છે તે પાપનું જ ભક્ષણ કરે છે.

પ્રાણી માત્ર અન્નથી ઉત્પન્ન થાય છે, અન્ન પર્જન્યથી થાય છે, અને પર્જન્ય યજ્ઞથી થાય છે, અને યજ્ઞનો ઉદ્દભવ કર્મથી થાય છે.

કર્મની ઉત્પત્તિ બ્રહ્મથી એટલે પ્રકૃતિથી છે એમ જાણ; અને એ બ્રહ્મ અક્ષરથી અને પરમેશ્વરથી ઉત્પન્ન થયેલું છે. માટે સર્વમાં વ્યાપ્ત એવું જે બ્રહ્મ તે જ હંમેશાં યજ્ઞમાં અધિષ્ઠાન પામેલું છે (એમ જાણ).

આ પ્રમાણે (જગતના ધારણને માટે) શરૂ કરેલું ચક્ર (એટલે કર્મનો અથવા યજ્ઞનો રેંટ) આ જગતમાં જે આગળ ચલાવતો નથી તેનું આયુષ્ય પાપ રૂપ છે અને તે ઇંદ્રિયલંપટનું (દેવને ન આપતાં પોતે જ ચેનબાજી ઉડાવનારનું) જીવવું તે હે પાર્થ! વ્યર્થ છે.—**ગીતારહસ્ય.** ]

૯. ગીતાના* આ શ્લોકોમાં મારી માન્યતા પ્રમાણે હિંદુસ્થાનને સારૂ અનિવાર્ય યજ્ઞ રૂપે રેંટિયો છૂપાયેલો છે. જો આપણે આજની જ ભાળ કરીશું તો કાલની સંભાળ લેનારો ઇશ્વર બેઠો છે.



* શ્રીમદ્ભગવદ્ગીતા, અધ્યાયઃ ૩, શ્લોકઃ ૮ થી ૧૬.

# ૧૦. સ્વદેશીમાં ખાદી.

૧. સ્વદેશી એ સમુદ્ર છે, મહાસાગર છે. તેના સહેજ પાલનથી દેશો તરી શકે છે. વ્યાખ્યામાં તે શબ્દ શોભે છે. પણ અત્યારે સ્વદેશી–સમુદ્રમાં આપણે ઝંપલાવીએ તો ડૂબીએ તેમ છીએ.

૨. સ્વદેશીને નામે કોઇ કહેશે કે તે તો સ્વદેશી તાળાં બનાવશે કે લેશે, ચબનાં નહિ લે. કોઈ રાજેસ ચપ્પુ છોડીને ખાડાળું, નકટાનું નાક ન કાપે એવું ચપ્પુ પસંદ કરે છે અથવા નવાં બનાવવાનો પ્રયાસ આદરે છે. કોઇને સ્વદેશી કાગળ જોઇએ, કોઇને શાહી, કોઇને ટાંક તો કોઇને ટાંકણી. એમ દરેક પોતાની ઈચ્છા પ્રમાણે સ્વદેશી વસ્તુ માગી તેની ભાવનાને પોષે છે, પણ તેથી દેશનું કામ નથી થતું. આથી તો સ્વદેશીનું કામ અને નામ બંને બગડે છે.

૩. ઘર ચણનાર પ્રથમથી જ ઝરૂખા, ગોખ, બારીબારણાં, રાચરચીલું ગોઠવવા નથી માંડતો. પ્રથમ તો તે પાયો નાખે છે, પછી દિવાલો ચણે છે અને જ્યારે ઘાટ થઈ રહે, ત્યારે તેને ઓપ શરૂ કરે છે. તેમ જ સ્વદેશી–રચનાનું છે.

૪. આપણે હવે સ્વદેશીનું રહસ્ય એટલે દરજ્જે સમજ્યા છીએ, તેનો વ્યાવહારિક ઉપયોગ એટલો જાણ્યો છે કે હવે તેનો ખરો અને વિશેષ અર્થ આપણને મળ્યો છે. સ્વદેશીને નામે આપણે આપણને આજલગી છેતર્યા, કંઇક ફેરફારો કર્યા. સ્વદેશી એટલે દેશમાં થયેલું કાપડ, એ પહેલું પગથિયું હતું. પછી જોયું કે પરદેશી સૂતરને દેશમાં વણ્યું હોય તે ખરૂં સ્વદેશી ન હોય, તેથી દેશને ઘણો જ થોડો લાભ થાય.

૫. બીજું પગથિયું એ થયું કે દેશની મીલમાં સૂતર કંતાયું હોય અને વણાયું હોય તો ચાલે, પણ વધુ અનુભવે જોયું કે તેથી યે ધારેલો અર્થ

નહોતો સરતો. તેનું ખરાબ પરિણામ એક એ આવ્યું કે મીલના કાપડનું દામ ખૂબ વધ્યું અને આપણને કાપડની તાણ પડે એવો સમય આવ્યો.

૬. ત્રીજું પગથિયું એ હતું કે સૂતર તો ભલે મીલનું હોય, પણ તે હાથે વણાય તો સરસ કહેવાય. આમાં પણ આપણને સ્વદેશીનો મર્મ નહોતો મળ્યો.

૭. હવે આપણે ચોથે પગથિયે શીખ્યા જણાઇએ છીએ કે સ્વદેશી એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી. આ વિના બીજું બધું ખોટું અને નિરર્થક છે.

૮. ખાદી એટલે રેંટિયો. રેંટિયા વિના ખાદી હોય જ ક્યાંથી? ખાદી એ સ્વરાજ્યની જેમ આપણો જન્મસિદ્ધ હક્ક છે, અને કેવળ તેનો જ ઉપયોગ આપણી આજન્મ ફરજ છે, તેથી અત્યારે આપણો વિશેષ અને સર્વોત્તમ ધર્મ ખાદી છે.

૯. આ બધી ખાદી કેમ બને છે? તેનું સૂતર ઘણે ભાગે ગરીબ બહેનોએ કાંતેલું હોય છે. તેમાં તો કેટલીકની જિંદગી ખરાબ હતી તે મટી હવે સારી થઇ છે, અથવા તો તે બહેનો કંઇ ધંધો નહોતી કરતી તેને બદલે હવે કંઇ નહિ તો દિવસનો એક આનો પણ કમાતી થઇ ગઇ છે. તેટલામાં પોતાના ઘરનું શાક લઇ શકે છે, પોતાના છોકરાને સારૂ દૂધ લઇ શકે છે. જે એક આનો મુંબઇમાં ફેંકી દેવાય છે, તે એક આનો ગામડામાં ચાર આનાની ગરજ તો સારે છે જ. એ ખાદીના વણનારા પોતાનો વણાટનો ધંધો છોડી બેઠા હતા અથવા તો છોડવાની તૈયારીમાં હતા તે છે. ખાદીની ખપતમાં લાખો ગરીબ માણસોએ પોતાને ઘેર બેઠાં પ્રામાણિકપણે વકરો મેળવવા ની શક્તિ ધરાવી.

૧૦. ખાદીમાં હું બહુ યે કળા જોઉં છું. મારા અને બીજાઓના જાતિ અનુભવે હું કહી શકું છું કે કૅલિકો કે જે ઉનાળાના પસીનાથી આપણા શરીરને ચોંટી જાય છે, તેના કરતાં ખાદીમાં પસીનો ચૂસી લેવાની શક્તિ રહેલી છે. એ વધારે ઉપયોગી અને વધારે સારી છે. ખાદી કૅલિકોના કરતાં વધારે સુંદર છે, કેમકે તેમાં આત્મા રહેલો છે. કાપડને વિષે વ્યક્તિત્વનું આરોપણ થઇ શકતું હોય તો ખાદીમાં વ્યક્તિત્વ રહેલું છે એમ કહી શકાય.

ખાદીની પ્રત્યેક ક્રિયાના કરનાર કોણુ છે એ જાણુવું હોય તો આપણે જાણી શકીએ છીએ.

૧૧. ખાદીમાં કાંઇક કારીગરી રહેલી છે. એવું કૅલિકોને વિષે નથી એમ આપણે જોઇ શકીશું. જેમ ઝાડનાં બે પાંતરાં કેવળ સરખાં હોતાં જ નથી તેમ હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદીના બે તાકા કેવળ સરખા તો હોય જ નહિ. કોઇ ચિતારો બે એક સરખાં ચિત્રો ચિતરતો નથી તેમ ખાદીનો બનાવનાર પણુ બે કેવળ એક સરખા તાકા બનાવતો નથી. કેટલાકને તો આ વાત શોકજનક જણાશે. કેટલાક એમ માનતા હશે કે એક જ પ્રકારનું ન ઓળખી શકાય એવું કરોડો વાર કપડું હોય અને કરી શકાય તો જ સારૂં.

૧૨. આવી યંત્રતા એ જગતમાં કેટલીક વેળા ઉપયોગી હોય છે, પણુ યંત્રતા એ કળાને નામે કોઇ દિવસ ઓળખાઈ નથી. ખાદીમાં જે કળા રહેલી છે તે સંચાની બનાવટમાં નથી. આપણે સ્વદેશી વસ્તુઓને વિષે અણુગમો પેદા ન કર્યો હોત તો ખાદીમાં રહેલી કળા જ અંકાત. સ્કૅાટલાંડમાં સ્કૅાટલાંડની સ્ત્રીઓએ તૈયાર કરેલી ઊનની 'ટવીડ' આજ પણુ સંચાની બનેલી કરતાં વખણાય છે. તેના ખરબચડાપણામાં જે શોભા અને જે ગરમી છે તે સંચાની બનેલી લીસી બનાતમાં નથી. એ સ્કૅાટલાંડના ઉમરાવોના હાથની બનેલી ટવીડ 'ફેશનેબલ'–કળાવાળી ગણાય છે, તેથી બનાતના કરતાં તેના વધારે દામ મળે છે.

૧૩. હિંદુસ્થાનને કમનશીબે હાથની બનાવેલી ખાદી તો હલકાઓને જ પહેરવાની ગણાઈ, કળા વિનાની ગણાઇ, તેની કિંમત કોઇ કરતું નહિ, અને ખાદીના વણુનારને ભાગ્યે આઠ આના રોજ પડી શકતા. જે દેશમાં આવો અવળો ન્યાય છે તે દેશમાં કળાની પરીક્ષાની શી આશા રાખવી? તે દેશમાં ભૂખમરો કેમ ન હોય? આ દેશમાં આજસુધી હાથની કારીગરીને માન નહોતું. ધનાઢ્યો યુરોપમાં સંચામાં બનેલા ચકચકિત માલથી મુગ્ધ થઈ તેમાં કળાનું આરોપણુ કરી બેઠા હતા, તેથી તેમના ઘરમાં તેમનાં પહેરવેશમાં હિંદુસ્થાનની કારીગરીને ક્યાં યે ઉત્તેજન જેવું નહોતું.

૧૪. સુરતના કલેક્ટર સાહેબે એક વખતે સ્વદેશીની ટીકા કરતાં મને કહ્યું કે "મારી ડ્રૉઇંગ રૂમ તું જો, તેમાં સ્વદેશી કારીગરીને કેટલું

ઉત્તેજન છે એ તું જો, તેમાં કેટલી કળા છે એ જો; અને તેની સરખામણી તારા ધનવાન્ મિત્રોના ઘરની સાથે કર. પછી સ્વદેશીને કોણ વધારે ઉત્તેજન આપે છે તે મને કહે." આ વચન ખરાં હતાં, અને તે સાંભળી હું ઝંખવાણો પડ્યો હતો. મારી દૃઢ માન્યતા છે કે હાથે વણાયેલી ખાદી પહેરવામાં હિંદુસ્થાન જ્યારે માન સમજશે, ત્યારે ખાદીમાં રહેલી કળાને સારૂ ખાદીના સારા દામ આપશે, ત્યારે હિંદુસ્થાનનો ભૂખમરો જશે અને ગરીબો જેને અનાજના યે સાંસા છે, તેને ત્યાં પૂરૂં અનાજ આપણે જોઇશું.

૧૫. ખાદીના કોટ, ખાદીના અંગરખા, ખાદીનાં કપડાં મને તો સુશોભિત લાગે છે. ખાદીના બીજા અનેક ઉપયોગો છે. ખાદીનાં દફતર બને, ખાદીના ઝુલા બને, ખુરશી, કોચ વિગેરેને ખાદીથી મઢી શકાય. રંગેલી ખાદીની મોટી જાજમો બને, ખાદીના ચંદરવા બને, ખાદીના જે જે કદના જોઇએ તે તે કદના રૂમાલો બને. ખાદીનાં ગરણાં, ખાદીની કોથળીઓ, ખાદીની ખોળ, ગલેફ વિગેરે અનેક પ્રકારની ઉપયોગી વસ્તુઓ બની શકે.



# ૧૧. ગરીબાઈ અને સ્વદેશી.

૧. [ હજારો માણસોને ખાવા નથી અન્ન અને પહેરવા નથી વસ્ત્ર. આ દુઃખ દેખવા–સાંભળવાથી જાય તેમ નથી. ] ભૂખથી પીડાઇ રહેલા માણસને એની ભૂખના દુઃખને પ્રદર્શિત કરવા સારૂ પૂરી તક આપવી એ દાઝયા ઉપર ડામ દેવા જેવું થયું. એનો કાંઇક રામબાણ ઉપાય શોધ્યે જ છૂટકો.

૨. હિન્દની ભૂમિ એવી છે કે તેમાંથી એક પણ માણસને પરદેશ જવાની જરૂર ન હોવી જોઇએ. કોઇ મોટો વેપાર ખેડવાનું સાહસ કરે એ તો સ્તુત્ય છે, પણ મારા પ્રસંગમાં સેંકડો બલ્કે હજારો હિન્દીઓ આવ્યા છે, જેઓ કેવળ આજીવિકાને અભાવે ગ્રામ્યજીવન છોડે છે. આ મને સાલે છે અને બધાને સાલે એમ હું ઇચ્છું છું. ખેડુતોનાં ઘરોમાં જે તેજી જોવામાં આવતી તે હવે નજરે પડતી નથી. મને યાદ છે કે ૩૫ ના દુકાળ પહેલાં મેં ગામડાઓમાં દૂધ–માખણની છોળ જોયેલી. પાવળે (નાની પળી વડે) ઘી પીરસે તો અવિવેક ગણાતો મેં ભાળ્યો છે. ઉંચી પહાડ જેવી દેખાતી બહેનોને હાથે બચપણમાં તેમની ઉજળી તાંસળીમાં ઘાટી છાશ પીધેલી મને સાંભરે છે.

૩. આજે તો છાશને બદલે ધોળું પાણી જોઉં છું. ઘીની ઝારીઓને બદલે ઘીનાં પાવળાં પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતાં લોકો સંકોચાય છે અને બહાર નાસભાગ કરે છે.

૪. હિન્દુસ્થાનની દોલત તેના ઘરેણામાં ભોંયતળે દટાયેલી છે, એ કેવળ કલ્પના છે. જે છે તેની કાંઇ ગણત્રી નથી. લોકોની કમાણી વધી નથી, ત્યારે ખર્ચ વધ્યાં છે.

૫. આંકડાઓ ગમે તે સિદ્ધ કરી શકે એ અંગ્રેજી કહેવત યથાર્થ છે. આંકડાઓ ઉપરથી અર્થશાસ્ત્રીઓ હિન્દુસ્થાનની ચડતી દશા ભલે સિદ્ધ કરે,

પણ લોકીઆ હિસાબ કરનારા મારા જેવા તે આંકડાઓ જોઇ શંકાયુક્ત થઇ ડોકી ધૂણાવે છે. મારી આંખનો પૂરાવો મને બસ છે. ઉપરથી દેવ આવીને બીજું કહે તોપણ હું જરૂર કહીશ કે હિન્દુસ્થાનમાં ગરીબાઇ વધતી ચાલી છે અને હું તેને કંગાળ થતું જોઉં છું.

૬. નાના મોટા બધા પૂછી રહ્યા છે કે 'અમને સસ્તું કાપડ મળી શકતું નથી. અમારી કમાણી મોંઘું કાપડ લેવા પૂરતી નથી. અનાજ મોંઘું, કાપડ મોંઘું, અમે શું કરીએ?' આમ પૂછી નિ:શ્વાસ મૂકે છે. આવાઓને સંતોષકારક જવાબ દેવો એ મારૂં કાર્ય છે; સૌ દેશસેવકની એ ફરજ છે.

૭. આપણી કાચી પેદાશની ચીજો યુરોપમાં જાય અને આપણે તેને લીધે આકરા દામ આપવા પડે એ સર્વ વિચારશીલ હિન્દીને અસહ્ય હોવું જોઇએ. આનો પહેલો અને છેલ્લો ઉપાય સ્વદેશી જ છે. આપણું રૂ આપણે કોઇને આપવા બંધાયલા નથી. હિન્દુસ્થાનમાં સ્વદેશીનો ડંકો વાગ્યો છે, તેથી રૂના નિપજાવનારા, પરદેશમાં કાપડ બનાવવાને સારૂ પોતાનું રૂ નહિ આપે. જ્યાં રૂ પાકતું હશે તે જગ્યાએ તે રૂ સાફ થઇને કંતાઇને તેનું જ કાપડ વણાવી સહુ વાપરશે.

૮. આપણી સ્ત્રીઓને, આપણા બાળકોને આપણે ઘણી સહેલાઈથી સૂતર કાંતતાં અને વણતાં શીખવી શકીએ છીએ. આપણાં ઘરમાં જ કંતાયલાં અને વણાયલાં કાપડથી બીજું પવિત્ર શું હોઈ શકે? હું જાતિ અનુભવથી કહેવા ઇચ્છું છું કે આ પ્રમાણે કરવાથી ઘણા દુ:ખમાંથી ઉગરી જઇશું, ઘણી નકામી હાજતો આપણે કહાડી નાખીશું, અને આપણું જીવન આપણને સૌંદર્યભર્યું એક કાવ્ય સમાન લાગશે. આવું જીવન હિન્દુસ્થાનમાં એક વખત હતું.

૯. હિન્દુસ્થાનમાં સ્વદેશીનો મંત્ર સર્વવ્યાપક થવાથી એક ક્ષણની અંદર કરોડો માણસોએ હિન્દુસ્થાનના આર્થિક ઉદ્ધારની ચાવી મેળવી લીધી છે. સ્વદેશીના શિક્ષણને સારૂ સેંકડો વર્ષની જરૂર નથી. જ્યારે ધર્મજાગૃતિ થાય છે, ત્યારે એક ક્ષણની અંદર વિચારોમાં મહાપરિવર્તન થઇ શકે છે. પણ તેને સારૂ નિ:સ્વાર્થ ત્યાગ અને પ્રામાણિકતાની પૂરી જરૂર છે.

૧૦. મેં સરકારને તેમ જ અસહકારીઓને ઓછામાં ઓછું સ્વદેશીની પ્રવૃત્તિમાં તો પ્રજાની સાથે જોડાવાનું આમંત્રણ આપ્યું છે જ.

રાજ્યપ્રકરણના ક્ષેત્રમાં તેની અસરથી તેઓ ન ગભરાય, કારણકે તેવી અસર થાય એમ તેઓ પોતે માનતા જ નથી અને કદાચ તેમણે ન ધાર્યા છતાં રેંટિયાના ફેલાવાની સાથે પ્રજાની રાજદ્વારી સત્તા પણ વધી જાય તો તે માટે તેઓએ બળાપો ન જ કરવો ઘટે. ખાદી સામે આમ લડાઇ માંડવાને બદલે તેમણે તો ખાદીને લોકપ્રિય કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. હિન્દી ખેડુતને ભોગે તેઓ પરદેશી કારખાનાંવાળાઓને ખટાવવા માગે છે, એવો જે ભયંકર શક તેમના ઉપર છે તે આમ કરે તો તેમને માથેથી ઉતરે. મારૂં આમંત્રણ સદાનું છે. હું ભવિષ્યવાણી કહું છું કે રાષ્ટ્રીય ચળવળના બીજાં અંગોનું જે થવાનું હશે તે થશે, પણ આજે છે તેવું સ્વદેશીનું અંગ તો સદાને માટે કાયમ જ રહેવાનું છે; અને હિન્દુસ્થાનનું કંગાળપણું કહાડવું હોય તો આ સ્વદેશી અંગ એ પ્રમાણે કાયમ રહેવું જ જોઇએ.



# ૧૨. સ્વદેશી અને પોષાક.



૧. પરદેશી કાપડનો ઉપયોગ કરીએ તો આપણે સ્વદેશીભાવનાનો ઘાત કરીએ એમાં તો શંકા નથી; પરંતુ વિલાયતી ઢબે સીવાયલાં કપડાં પહેરવાથી પણ તેનો ઘાત થાય છે. ખચિત આપણો પહેરવેશ આપણા સંજોગો સાથે કેટલેક અંશે સંબંધ ધરાવે છે. શોભા અને ખૂબીમાં આપણો પહેરવેશ જાકીટ–પાટલુણ કરતાં બેહદ ચડિયાતો છે. પાયજામો અને ખમીસ પહેર્યું હોય, અને તેમાં ખમીસના છેડા છૂટા ઉડતા હોય, તેની ઉપર કમર સુધીનો ડગલો પહેર્યો હોય, અને સાથે 'નેક–ટાઇ' બાંધી હોય એવા કોઇ હિન્દીનો દેખાવ કંઇ ખૂબસુરત ન કહેવાય. સ્વદેશીભાવનાને લઇને આપણે ધર્મના વિષયમાં ભવ્ય ભૂતકાળની કિંમત આંકતાં અને તદનુસાર વર્તમાન ઘડતાં શીખીએ છીએ.

૨. જો આપણને સ્વભાષા પ્રત્યે અરુચિ હોય, આપણાં કપડાં ન ગમે, આપણો પોષાક અણગમો ઉપજાવે, આપણને શિખાની શરમ આવે, આપણો ખોરાક સારો ન લાગે, આપણી હવા પણ ઠીક ન જણાય, આપણા લોકો અણઘડ અને આપણો સંગ રાખવા અયોગ્ય જણાય, આપણી સભ્યતા ભૂંડી લાગે અને વિદેશી રૂડી લાગે, ટૂંકમાં આપણું બધું અપ્રિય લાગે અને પરદેશી પ્રિય લાગે તો સ્વરાજ્યનો શો અર્થ ? મને લાગે છે કે સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તો ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઇએ. આપણા દરેક કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઇએ. સ્વરાજ્યની રચના જ આપણું ઘણું એકંદરે સારૂં છે તેવી કલ્પના ઉપર બંધાઈ શકે. જે જે દેશમાં સ્વરાજ્યની ચળવળ થઇ છે, તે તે દેશમાં સ્વદેશીની કિંમત પૂરી આલેખાઇ છે.

૩. સ્કૉટલાંડના સિપાઇ મરણને જોખમે પણ પોતાની ક્રીલ્ટ* છોડવા ઇચ્છતા નથી. તેને આપણે વિનોદમાં ઘાઘરા—પલટણ કહીએ છીએ. એ ઘાઘરાની પાછળ જે બળ રહ્યું છે તેની સાક્ષી દુનિયા પૂરે છે. એટલે અગવડવાળો, શત્રુ તરત ઓળખી શકે એવો એ ઘાઘરો છે. છતાં સ્કૉટલાંડના સિપાઈ તેનો ત્યાગ નથી કરતા. આપણા દોષોને સંઘરી રાખવા એમ કહેવાનો અહિં આશય નથી, પણ આપણું ઘણું વિગુણ હોય તોપણ તે આપણને ગ્રાહ્ય છે. પરદેશી સ્વનુષ્ઠિત હોય તોપણ ત્યાજ્ય છે. જે આજે વિગુણ હશે તેને આપણે આપણાં પરાક્રમે ગુણપૂરિત કરી શકીશું.

૪. ખાદીના ભારથી ગભરાવું અથવા તેનાથી શરમાવું એ તો દરિયામાં આગ લાગવા જેવું થયું. તે કોણ બૂઝાવે? હું જાણું છું કે પાઘડી અને ધોતિયાં વિષે ભારેમાં ભારે મુશ્કેલીઓ જોવામાં આવે છે. પણ વિચારપૂર્વક એ બંને બાબતનો ફેરફાર થઇ શકે એમ છે. ઝીણું ધોતિયું પાંચ વારનું જોઇએ. જાડું સાડા ત્રણ વાર ચાલી શકે છે. ઝીણું ચોપન ઈંચ પનાનું જોઇએ તો જાડું પિસ્તાળીશ ઈંચનું ચલાવી શકાય. ખાદીને રંગાવીને તેની પાઘડી કરાવવી એ મુશ્કેલીની વાત જ નથી. પણ જો તેવી પાઘડીનો ભાર ન ઉંચકી શકાય તો જ્યાંસુધી પાતળી ખાદી તૈયાર ન થાય, ત્યાંસુધી ખાદીની ટોપીથી જ ગૂજારો કરવો જોઇએ.

૫. આપણે ખાદી સફેદ પહેરીએ છીએ, કેમકે રંગો રંગવાનો આપણને વખત જ નથી. વળી ઘણાને તો રંગો પરદેશી હોઇ ગમતા નથી. જે રંગ સમય જોઇને તેની ઉત્પત્તિ તપાસ્યા પછી યોગ્ય વસ્ત્રમાં પૂરવામાં આવે તેમાં જ કળા અને સૌંદર્ય હોય, બાળક કાગળ પર પીંછું ફેરવે અને ચિતારો પોતાના પીંછા વતી રેખાઓ કહાડી ચિત્રને આત્મા આપે તેમાં કેટલો ફેર હોય છે? અત્યારે તો રંગ પરનો આપણો મોહ બાળકે ફેરવેલાં પીંછાથી થતા ડાઘ ઉપરના મોહ જેવો છે. જ્યાંસુધી હિન્દુસ્થાન મોટે ભાગે શ્વેત વસ્ત્ર ધારણ નહિ કરે, ત્યાંસુધી ચિતારો પેદા નહિ થાય અને આપણા બજારોમાં ચિત્રો જોવામાં નહિ આવે. જેમ જાત વિના ભાત નથી પડતી,

---

* સ્કૉટલાન્ડના પહાડી સિપાઈઓ કમ્મરથી ઘુંટણ સુધી ઘાઘરાના જેવું એક વસ્ત્ર પહેરે છે તે 'ક્રીલ્ટ' તરીકે ઓળખાય છે.

તેમ જ શુદ્ધ સફેદ ખાદીથી શરૂઆત ન કરીએ ત્યાંસુધી અનેક પ્રકારની આંખને અને મનને ભાવે તેવી ભાતો પડવાની જ નથી. આજના રંગો તો ધોળેલી કબર સમાન છે. હિન્દુસ્થાનની કળાનો વિકાસ ઇચ્છનારે પરદેશથી આવેલા કાપડનો કચરો કહાડી સફેદ ભૂમિકા તૈયાર કરવી જ પડશે. આંગણામાં રંગ પૂરતાં પહેલાં જેમ આંગણું સાફ કરીએ છીએ, તેમ આપણે હિન્દુસ્થાનને આંગણે પડેલો પરદેશી કાપડનો કચરો તરત કહાડવાની જરૂર છે.

૬. હું ઇચ્છું છું કે દરેક ભાઇ–બહેનને રગેરગે સ્વદેશીનો જુસ્સો લાગે, અને મહાસંકટો–અગવડો સહીને પણ તેઓ સ્વદેશી અડગ રહીને પાળે.



# ૧૩. બહિષ્કાર અને સ્વદેશી.



૧. સ્વદેશી અને બૉયકૉટ* વચ્ચેનો ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. સ્વદેશી એ તો દેહ સાથે જકડાયલો ધર્મ છે, એ અચલિત છે. સ્વદેશી એ ધર્મભાવના છે. પ્રત્યેક મનુષ્યનું એ સ્વાભાવિક કર્તવ્ય છે. તેમાં લોકસંગ્રહ રહેલો છે. તીવ્ર રૂપે એક દિવસ આપણે સ્વદેશી પાળીએ તો આજે જ સ્વરાજ્ય હાથમાં છે.

૨. સ્વદેશીવ્રત વેર વાળવાના ઇરાદાથી કે સજા કરવાના ઇરાદાથી લેવાય જ નહિ. સ્વદેશીવ્રત કોઇ બીજા બનાવની ઉપર આધાર નથી રાખી શકતું. બૉયકૉટ એ કેવળ દુનિયાદારી અને રાજ્યપ્રકરણી હથિયાર છે, તેમાં દ્વેષભાવના રહેલી છે, સજા કરવાની વૃત્તિ રહેલી છે. બૉયકૉટથી અંતે હું તો પ્રજાને બહુ નુકસાન જ જોઇ શકું છું. જે સદાને સારૂ સત્યાગ્રહી રહેવા ઇચ્છે છે, તેનાથી બૉયકૉટની પ્રવૃત્તિમાં હરગીઝ ભાગ લેવાય જ નહિ.

૩. સંપૂર્ણતાએ સત્યાગ્રહ પાળનાર સ્વદેશીવ્રત સિવાય રહી શકે નહિ. ફક્ત એક જ પરદેશના માલનો બહિષ્કાર કરીએ તો બીજા પરદેશોનો સડેલો માલ પણ આપણા દેશમાં ધૂસી જાય એ ભૂલવાનું નથી.

૪. બહિષ્કારની અને સ્વદેશીની અસર સરખી જ છે એમ કહેવું એ બન્નેને ન સમજવા જેવું છે. સ્વદેશી એ સનાતન સિદ્ધાંત છે, અને તેનો ત્યાગ કરી માણસજાતે અપાર દુઃખ વહોરી લીધું છે. સ્વદેશમાં જ તૈયાર થતી ચીજોની બનાવટ તથા વહેંચણી એ સ્વદેશીનો અર્થ છે. હાલના સંકુચિત સ્વરૂપમાં સ્વદેશીનો હેતુ ખેડુતવર્ગ દ્વારા દર વર્ષે દેશના સાઠ કરોડ રૂપિયા બચાવવાનો છે. આમ કરવાથી વસ્તીના ૮૦ ટકા જેટલા ખેડુતવર્ગને પૂરવણી માટે જરૂરનો ઉદ્યોગ મળી શકે છે.

---

* કૅપ્ટન બૉયકૉટ નામનો આયર્લાંડમાં એક જમીનદાર થઈ ગયો. તેનો સમાજે બહિષ્કાર કર્યો તે ઉપરથી કોઈ પણ માણસનો કે વસ્તુનો બહિષ્કાર કરવો તેને માટે 'બૉયકૉટ' શબ્દ વપરાવા માંડયો.

૫. સ્વદેશીમાં રચનાત્મક કાર્યક્રમ છે, ત્યારે બહિષ્કાર તો અંગ્રેજ લોકોને નાણાંના નુકસાનમાં ઉતારવાને આદરેલો કામચલાઉ પ્રયત્ન જ છે. એટલે બહિષ્કારથી આપણો હેતુ સાધવાને અયોગ્ય દબાણ પહોંચે છે. બહિષ્કારનો અમલ આગ્રહપૂર્વક લાંબી મુદત સુધી કરવામાં આવે તો કદાચ પરોક્ષ રીતે દેશી કારીગરોને ઉત્તેજન મળે. પરંતુ 'બૉયકૉટ' નો અર્થ અંગ્રેજી માલના બહિષ્કાર પૂરતો જ થાય છે, એટલે જાપાન, અમેરિકા વિગેરે બીજા દેશોના માલને આપણે ત્યાં વધારે ઉત્તેજન મળવાનું જ. હિન્દના વેપાર ધંધા પર જાપાનની દિનપ્રતિદિન વધતી જતી અસર હું શાંતિથી સાંખી નથી શકતો. બહિષ્કારની ધારેલી અસર ઉપજાવવા માટે જ્યારે મહાજનસમુદાયે તેનો અમલ કરવો જોઇએ, ત્યારે એક જ વ્યક્તિ સ્વદેશીનું પાલન કરે તેથી દેશને એટલા પૂરતો પણ લાભ થાય છે. માણસોમાં ક્રોધની લાગણી ઉશ્કેરીને જ બહિષ્કારને સફળ કરી શકાય એમ છે. તેથી કદાચ અણધાર્યાં પરિણામો પણ આવે અને બંને પક્ષ વચ્ચે કાયમનો અણબનાવ પણ થાય, પણ ખાસ કરીને મારા જેવો કોઇ માણસ બહિષ્કારની હિલચાલ ચલાવે તો ક્રોધની લાગણીને અવકાશ ન રહે એમ કેટલાકનું ધારવું છે. આ મત વિષે હું વાંધો ઉઠાવું છું. અન્યાયથી પીડાતો માણસ સહેજ પણ અવસર મળતાં અનર્થ કરવા લલચાય એ બનવાજોગ છે. અંગ્રેજી માલનો બહિષ્કાર કરવાનું આવાને કહી આપણે અન્યાયીને સર કરવાનો વિચાર કેળવીએ છીએ, અને સજા કરતાં ક્રોધ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય જ.

૬. સહાય આપવાનું બંધ કરવામાં પણ બહિષ્કારના જેવું જ તત્ત્વ સમાયેલું છે. માત્ર એનો અમલ અશક્ય છે. એટલે દરજ્જે એ ઓછું અસરકારક છે. એમ એક લેખકે મારી વિરુદ્ધ કહ્યું છે. જો હું અન્યાયીને સહાય આપું તો હું અન્યાયમાં સામેલ જ છું. એટલે અન્યાયનું સ્વરૂપ જ્યારે ઉગ્ર હોય, ત્યારે સહાય આપવાનું બંધ કરવું એ આપણો ધર્મ છે. એક વ્યક્તિ માત્ર પણ પોતાનો આ ધર્મ પાળી તેટલા પ્રમાણમાં અસર ઉપજાવી શકે છે. બહિષ્કારમાં શિક્ષાની ભાવના સમાયેલી છે એટલે તે આપણો ધર્મ નથી. તેથી બહિષ્કાર જ્યાંસુધી અસરકારક ન નિવડે, ત્યાંસુધી તો એ અર્થરહિત પ્રવૃત્તિ જ છે, અને મુઠ્ઠીભર માણસો બહિષ્કાર કરે એ તો આંગળી ચાટી પેટ ભરવા જેવું છે.

૭. છતાં હું કબૂલ કરૂં છું કે બહિષ્કારની સામેનો મારો મૂળ વિરોધ ધાર્મિક ભાવના પર રચાયેલો છે. પણ એનો તો એટલો જ અર્થ છે કે રાજદ્વારી ક્ષેત્રમાં ધાર્મિક ભાવનાનો પ્રયોગ કરવાનો મારો પ્રયત્ન છે. આ સ્થિતિ અંગ્રેજ લોકો ન સમજી શકે એ મને માન્ય નથી. દક્ષિણ આફ્રિકાના ગોરાઓને તે સમજાવતાં અને તેની કદર કરાવતાં મને જરા પણ મુશ્કેલી નહોતી પડી. વળી ધાર્મિક પ્રવૃત્તિની ધાર્મિક ભાવના સમજાય તો જ તે અસરકારક નિવડે એમ કંઇ નથી. મારી દલીલ એ જ છે કે શુદ્ધ ધાર્મિક પ્રવૃત્તિ સમજવામાં ઘણી સરળ છે અને આચરવામાં ઘણી સહેલી છે. ધર્મભાવના જો બરોબર અમલમાં મૂકી શકાય એવી ન હોય તો તે અર્થરહિત જ છે. આપણા હાથ મેલા હોય તો ધોવા જોઇએ એ સમજવું અને એમ કરવું તદ્દન સહેલું છે. છતાં પણ તત્ત્વતઃ એ ધાર્મિક પ્રવૃત્તિ જ છે.

૮. "શરીર સાજું તો મન તાજું" એ આત્માનું એક સૂત્ર છે, અને જો સ્વચ્છતાની ધાર્મિક ભાવના સિવાય પણ મેલા હાથ ધોવાની જરૂર છે એમ આપણે કબૂલ કરતા હોઇએ, તો બહિષ્કારની નિષ્ફળતામાં અને ચોક્કસ સંજોગોમાં સરકારને મદદ આપતા અટકવાની જરૂરિયાતમાં સમાયેલી ધાર્મિક ભાવના સમજવાની રાહ જોયા સિવાય તે બંનેનો સ્વીકાર કરવો ઉચિત છે.

૯. ત્યારે બહિષ્કાર વ્યવહારુ છે કે કેમ ? દેશના સંગીન અને સ્થાયી હિતને ખાતર સ્વદેશીની સ્થાપના કરવાને માટે પરદેશી માલનો બહિષ્કાર કરવાને જો આપણા વેપારીઓ પ્રેરાતા નથી તો અંગ્રેજ લોકો પાસેથી ન્યાય મેળવવાને અમુક વખત સુધી એમના માલનો બહિષ્કાર કરવાની માગણી એમની પાસે કરવી એ વૃથા જ છે એવી મારી દૃઢ માન્યતા છે. અણીનો સમય ચૂકયા પછી બહિષ્કારનો કશો યે અર્થ નથી. ઇચ્છિત પરિણામ લાવવા માટે તો તાત્કાલિક બહિષ્કારની જ જરૂર છે. મારા મત પ્રમાણે આપણે હજુ આવી તાત્કાલિક પ્રવૃત્તિને માટે કેળવાયેલા નથી. ક્ષણમાત્રની ચેતવણીથી જે કંઇ રચના કરી શકાય એમ છે તેના પ્રમાણમાં બહિષ્કારનું ક્ષેત્ર વિશાળ છે. વળી વર્ષો પૂર્વે જર્મનીએ પોતાનો માલ જેમ વિલાયતની મારફત હિન્દુસ્થાનમાં પહોંચાડ્યો હતો, તેમ અંગ્રેજ કારીગરોને પોતાનો

માલ જાપાન અથવા અમેરિકા મારફત હિન્દુસ્થાનમાં પહોંચાડવામાં જરા યે મુશ્કેલી પડે એમ મને તો નથી લાગતું.

૧૦. હું સ્વદેશીનો ચુસ્ત ભક્ત છું, કારણકે એમાં વિકાસનો નિયમ જોવામાં આવે છે. જેમ તે આગળ વધે છે તેમ તે મજબૂત બને છે. કોઇ પણ રચના તેના ઉપયોગમાં આવી શકે છે. સરકાર અથવા અંગ્રેજ લોકોના ન્યાય કે અન્યાય સાથે સ્વદેશીનો કશો સંબંધ નથી. સ્વદેશીનો બદલો સ્વદેશીમાં જ રહેલો છે. તેમાં શક્તિનો બગાડ થતો નથી, નિષ્ફળતાને અવકાશ નથી. સ્વદેશીધર્મનું સહેજ પાલન પણ મનુષ્યોને મહા દુઃખમાંથી ઉગારે છે. એટલામાટે સ્વદેશી અને બહિષ્કાર વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે.

૧૧. છતાં બહિષ્કારની પ્રવૃત્તિને સફળ કરવાની દિશાએ કેટલીક સામાન્ય સૂચનાઓ અહિં આપું છું.

૧૨. રોજ સાંજે અમુક ઠરાવેલે વખતે સ્ત્રીઓએ અને પુરુષોએ પગથી માથા સુધી હાથકંતામણના વાણાતાણાવાળી ખાદીના પોષાકમાં સજ્જ થઇને હજારોની સંખ્યામાં એકઠા થવું જોઇએ. બીજું કંઇ નહિ તોપણ આ સ્વદેશીની પ્રવૃત્તિને તો આપણે રાજકીય ક્ષેત્રથી નિરાળી રાખી જ શકીએ. સરકારી નોકરો પણ ખાદી પહેરવા પૂરતી હિંમત તો બતાવે જ. ખાદી પહેરવા ખાતર લોકોએ અસહકારી જ બનવું જોઇએ એવું કંઇ નથી. હિન્દુસ્થાનનું આર્થિક કલ્યાણ સાધવું અને જે જાતના કાપડને આશ્રય આપવાથી ગરીબ લોકોના ઘરમાં પૈસો પેસે તેવા કાપડને આશ્રય આપવો, એ દરેક હિન્દીને પોતાના ઘરનું જ કામ લાગવું જોઇએ. ગરીબો ઘેર બેઠાં આબરૂ સાચવીને કરી શકે એવા અનેક ધંધા કહાડી શકાય, પરંતુ આજની ઘડીએ આપણી સામે મોજૂદ છે તેવા ધંધાને મરવા દેવો એ તો કોઇ પણ દેશદાઝ જાણનારને ન પાલવે. વળી કોઈ સરકારને તેના નોકરોના પોષાકની પસંદગીની વચ્ચે ન જ પડવા દઇ શકાય. આથી આપણે આશા રાખીશું કે પુરુષો અને સ્ત્રીઓ આખા દેશમાં એક કે બીજા દળનો ખ્યાલ ન કરતાં આપણી વચ્ચેથી પરદેશી કાપડનાં મૂળ હંમેશને માટે ઉખેડવાનો એકદમ જબરદસ્ત પ્રયત્ન કરશે.

૧૩. દરેક પરદેશી કાપડની આયાત કરનારની પાસે આપણે પહોંચી જવું જોઇએ અને હવે પછી આ દેશમાંથી પરદેશી કાપડના ઓર્ડરો અપાતા સદંતર બંધ થઇ જાય એ વાતનું મહત્ત્વ તેમને ઠસાવવું જોઇએ. આપણે મીલમાલેકો પાસે પહોંચી જવું જોઇએ અને તેમને પ્રજા તરફથી થતા સ્વદેશીના આ મહત્પ્રયાસમાં જોડાઈ જવાને સમજાવવા જોઇએ. પ્રત્યેક ખરીદનારને મળીને આપણે તેને બધાં પરદેશી કપડાંલત્તાંનો ત્યાગ કરવાને અને પોતાને માટે કેવળ ખાદીનાં જ બધાં વસ્ત્ર કરાવી લેવાને સમજાવવા જોઇએ.

૧૪. સંક્રમણકાળમાં આપણે ઓછામાં ઓછા કાપડથી નભાવી લેવાની જરૂર છે એ વાત ઉપર જેટલો ભાર મૂકાય તેટલો ઓછો છે. એ રસ્તે જ આપણે કાપડના દુકાળથી બચીશું અને ભાવોને હદબહાર વધી જતા રોકી શકીશું. જ્યાંસુધી દરેક ઘરમાં રેંટિયો ફરતો નથી થઈ ગયો અને દરેક વણકર હાથનું કાંતેલું સૂતર વણતો નથી થઇ ગયો, ત્યાંસુધી આપણે બધાએ સ્વદેશી કપડું ભારે કંજુસની જેમ વાપરવું ઘટે છે.

૧૫. જો ફત્તેહ જોઇતી હોય તો બધાં મથકોમાં વગર ઢીલે સંગીન કામ થવું જોઇએ. સતત ચળવળ, અવિશ્રાંત ઉદ્યોગપરાયણતા અને દક્ષતાભરી વ્યવસ્થાશક્તિ એ બેશક સ્વરાજ્યની શરતો છે. સંકલ્પબળ આખા જગતનું લાવીશું, છતાં આ શરતો નહિ હોય તો આપણે હારવાના છીએ.



# ૧૪. સરકારી દલીલ.



૧. [ સ્વદેશીની પ્રવૃત્તિ સરકારને વ્યાજબી નહિ લાગવાથી લોકોને 'સવળે' માર્ગે દોરવાની વેળાસર તે 'ફરજ' સમજી છે. ]

૨. સરકારના પ્રકાશનાખાતાએ હિંદુસ્થાનમાં પત્રિકાઓ કહાડી છે. પરદેશી માલનો બહિષ્કાર કેમ ન કરવો તેનાં દશ કારણો આપ્યાં છે. સુધારા કેમ ચાલે છે અને લોકોને ખર્ચે તેમને કેમ ઉંધા પાટા બંધાવવામાં આવે છે તે વાંચકોએ જાણવું જોઇએ. જૂઓ આ કારણો:

(૧) હિંદુસ્થાનમાં બનતું કાપડ આપણી માગ પૂરતું નથી.

(૨) લોકોને લાંબા વખતથી ઝીણાં કપડાં પહેરવાની ટેવ પડી ગઇ છે, એટલે દેશી સૂતરનાં કપડાં પહેરવાં તેમને બોજાદાર લાગે છે.

(૩) હિંદુસ્થાનની મીલો પણ ઝીણા કાપડ માટે પરદેશી સૂતર વાપરે છે.

(૪) જો આપણે પરદેશી કાપડનો ત્યાગ કરીશું, તો સને ૧૯૦૫ માં જે દશા થઇ હતી તે થશે. તે વખતે સ્વદેશીની ચળવળને લીધે હિંદુસ્થાનની મીલોએ ભાવ ચડાવી દીધા હતા અને આપણા પૈસા નિચોવી લીધા હતા. આપણે ભોગે મીલવાળાઓ તાગડધીન્ના કરશે.

(૫) જ્યાંસુધી પરદેશી કાપડ આયાત થાય છે, ત્યાંસુધી પરદેશી કાપડ અને હિંદુસ્થાનના કાપડ વચ્ચે હરિફાઇ રહેશે અને તેથી મીલવાળાઓ ભાવ ખૂબ વધારી દઇ શકતા નથી.

(૬) હિંદુસ્થાનમાં જેટલું કાપડ જોઇએ તેટલું બનાવવા માટે પૂરતી મીલો અને હાથ–સાળો નથી.

(૭) હાથ–કંતામણુ ફાયદાકારક નથી, કારણકે તેમાં રોજના બે આનાથી વધુ મળી શકતું નથી.

(૮) હાથ–સાળ ઉપર બહુ ઓછું કામ થાય છે, માટે તેમાંથી વિશેષ ઉત્પન્ન થઇ શકે નહિ.

(૯) આવા બહિષ્કારથી ખૂબ ધાંધલ મચશે અને અશાન્તિ ફેલાશે અને હિંદુસ્થાનની પ્રગતિ ઘણી અટકી પડશે.

(૧૦) કાપડની કિંમત વધી જવાથી ગરીબોને સોસવું પડશે અને બધે અસંતોષ ફેલાશે.

૩. આ તંત્રની યોજના જ એવી છે કે હિંદુસ્થાન પૂરેપૂરું નિચોવાઇ જાય અને પરદેશી મૂડીવાળાઓ ખાસ કરીને લૅંકેશાયરની મીલોવાળાના લાભ માટે પરદેશી ધુંસરી તેના ઉપર કાયમ રહે. દરેક ખાતું આવા સ્વાર્થને ખાતર જ ચલાવવામાં આવતું ન હોય તો મેં ઉપર જેનો તરજુમો આપ્યો એવી જાતની પત્રિકા અશક્ય જ હોય. રાષ્ટ્રીય સરકારનું સ્વાભાવિક કામ હાથ–સાળો અને રેંટિયા વધારવાનું તથા હાથે કાંતેલા સૂતરના કાપડથી બજારોને ભરી દેવાનું હશે. રાષ્ટ્રીય સરકાર મીલવાળાઓને અયોગ્ય રીતે ભાવો વધારી દેતા અટકાવશે. ગામડાના આ મહાન્ ઉદ્યોગને માટે જે જબરી ચળવળ ઉપડી છે, તેનો લાભ લઈ તે ઉદ્યોગને જમાવવાનું કામ રાષ્ટ્રીય સરકાર કરશે. આ કિંમતી કારણોના પ્રણેતાને એટલું પણ સૂઝયું નથી કે ઘણા લોકો તો અત્યારે પણ ઝીણું કાપડ પહેરતા નથી. કાંતવાનું કામ નવરાશના વખતમાં કરવાનું છે અને કંતામણના દામ લાખો માણસોને તો આપવા પણ નહિ પડે. તેઓ પોતે જ પોતાનું સૂતર કાંતી લેશે, એટલે જેમ વિશીના ખોરાક કરતાં ઘરનો ખોરાક સસ્તો પડે છે, તેમ હાથે કાંતેલું સૂતર મીલના સૂતર કરતાં સસ્તું જ પડવાનું. આ સરકારી પત્રિકા ઉપરથી આપણે તો એ જ બોધ લઇએ કે સ્વદેશીની આપણી પ્રવૃત્તિ બમણા જોસથી ચલાવીએ અને રાષ્ટ્રનું જીવન કોરી ખાતા કીડા જેવી આ સરકારની પદ્ધતિનો અંત લાવવામાં વિલંબ ન કરીએ.

૪. અત્યારે જ્યાંસુધી હું જોયાં કરું છું, ત્યાંસુધી મારા મુખમાંથી બીજી વાત જ નથી નિકળવાની. સ્વદેશી કરો અને સ્વરાજ્ય લો એ વિના બીજું મને સૂઝે નહિ.

૫. આપણે છેવટના પગથિયા ઉપર આવીને ઉભા છીએ. ત્યાં જોર મેળવ્યા વિના આગળ પગ ભરવો એ પાછળ પડવા જેવું છે. મને યાદ

છે કે સિંહગઢનો ઘાટ ચડતાં એક જગ્યા એવી આવી કે જ્યાંથી મારો પગ આગળ ચાલે જ નહિ. ત્યાં શ્વાસ ખાઇ જોર મેળવ્યા પછી જ હું આગળ ચાલી શક્યો.

૬. એમ જ આપણું છે. સ્વદેશી સાંપડ્યા વિના આપણને આગળ જવાનું જોર જ નહિ મળે, તેથી મારૂં સમાજમાં રહેવું સ્વદેશી ઉપર જ નિર્ભર છે. હિન્દનો આર્થિક ઉદ્ધાર સ્વદેશીમાં જ છે એવી મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં ધર્મનાં મૂળ છે. ધર્મનો ત્યાગ કરીને કોઇ પ્રજા ઉન્નતિ પામી નથી અને પામશે નહિ.



# ૧૫. ત્યાગ અને ઉત્પત્તિ.

૧. આપણી પોતાની પ્રતીતિ થઇ જાય, તે પ્રતીતિ પ્રમાણે જ આપણે બોલતા અને કરતા થઈ જઇએ તથા આપણા પોતાના ઉપર જ આધાર રાખતા થઇએ, એ સ્વરાજ્ય મેળવવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો છે. આ વસ્તુઓ વ્યક્તિને વિષે તેમ જ સમુદાયને વિષે જરૂરની છે. આપણે જેલો ભરી મૂકીએ એ મને ખૂબ વહાલું લાગે, પરન્તુ ધમધોકાર સ્વદેશી સિવાય તેનો બીજો કોઇ રસ્તો હું જોઇ શકતો નથી. બેશક તે દિશામાં ખૂબ પ્રગતિ થઇ છે, પણ તે ઉથલપાથલ કરી નાખે એવી અથવા વિજળીના વેગવાળી નથી. કીડીને વેગે આગળ વધ્યે કામ નહિ સરે, પવનને વેગે ધપવું જોઇશે. સ્વદેશીનાં છાંટણાં ઉડાડ્યે નહિ ચાલે, તેનો ધોધ વહેવડાવવો જોઇશે. પછી આપણે હજારો, જાણે બેમાલમ બધાને સાથે જ ઉછળી આવી હોય એવી ઉર્મિથી, કાયદાના સવિનય ભંગની ભણી કૂચ કરીશું. આજે આત્મવિશ્વાસની ઉણપને લીધે આપણે ડગલે ને પગલે વિચાર કરવા પડે છે, અને તે ઠીક જ છે.

૨. જો આપણે આખા હિંદુસ્થાનને ખાદી પહેરતું કરી મૂકવા ઇચ્છતા હોઇએ તો આપણે ધીરજથી પરદેશી કપડાં વાપરનારાને સમજાવવા જોઇશે. પરદેશી કપડાંને ગમે તેટલાં વખોડીએ, પણ તે પહેરનારની સાથે તો મહોબ્બતથી જ વર્તીએ. મરકી ભૂંડી છે, પણ મરકીથી પીડાતાનો ત્યાગ કરીએ તો આપણને પણ મરકીનો ચેપ લાગવાનો સંભવ છે. આપણે રોગનો નાશ ઇચ્છીએ, રોગીનો કદિ નહિ. પરદેશી કપડાં પહેરવાં એને આપણે રોગ માનીએ છીએ, તો તે રોગથી પીડાતાની આપણે સેવા કરીએ. પરદેશી કપડાં પહેરનાર આપણને કાં રોગી ન માને? ભલે માને. તેમ છતાં જો આપણે એકબીજાની સેવા જ કર્યા કરીશું તો કોઇ ને કોઇ દિવસે જેનું અજ્ઞાન હશે તે બહાર આવશે. એમ નહિ કરીએ તો ધર્મ અને અધર્મનો ભેદ આપણને કદિ નહિ જણાય.

૩. ત્યાગ અને ઉત્પત્તિ, નાશ અને રચના એમ અસહકારનાં બે અંગ છે. બેમાંથી એકે વિના આપણે ચલાવી શકતા જ નથી. જે પગથિયે આપણે ઉભા છીએ એ પગલામાં એ બન્ને અંગ સંપૂર્ણતાએ આવી જાય છે, અને મારી મતિ પ્રમાણે તો એ વિના આપણે આગળ ચડી નહિ શકીએ. શાંતિમય અસહકાર બીજી રીતે હું અશક્ય સમજું છું.

૪. સ્વદેશી વિના આપણાથી એક પણ ડગલું ન જઇ શકાય એવું મને ભાસ્યાં જ કરે છે. તેમાં જ આપણી બધી શક્તિ ખીલી શકે છે. જ્ઞાનપૂર્વક નાશ અને જ્ઞાનપૂર્વક ઉત્પત્તિ તેમાં જ છે. પ્રજાનાં બધાં અંગને કસરત અને તેની પરીક્ષા પણ તેમાં જ છે. પ્રજા આજસુધી એક પણ કાર્યમાં તન્મય નથી થઇ. સ્વદેશીનો સફળ પ્રયોગ તન્મયતા વિના અસંભવિત છે. જે પ્રજા તન્મય થઇ તેને સ્વરાજ્ય હથેળીમાં રહેલા આમળાની માફક છે; અને સ્વદેશી વિના સ્વરાજ્ય આકાશ–પુષ્પ જેમ સમજવું.

૫. સ્વદેશીની સફળતાને સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો અને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. નાશ કરતાં આપણે આજસુધી ડરતા હતા. હવે આપણને રેંટિયા રૂપી રત્નચિંતામણિ હાથ આવ્યો છે, એટલે ઉત્પત્તિનો અકસીર ઇલાજ મળી રહ્યો છે. આપણે ત્યાગ ઉપર ખૂબ ધ્યાન આપવાની જરૂર છે. ઉત્પત્તિનો વેગ અમુક હદસુધી જ વધારી શકાય. પછી તે તેના અનુક્રમ પ્રમાણે જ થયાં કરે. નાશ એક ક્ષણમાં થઇ શકે છે. નાશ કરવામાં ભાવનાની આવશ્યક્તા રહે છે. જ્યારે આપણું મન બદલાયું, ત્યારે આપણે નાશ કરવા તૈયાર થયા ગણાઇએ.

૬. ત્યાગ વૈરાગ્ય વિના ન ટકે એ અનુભવનું વાક્ય છે. આપણને પરદેશી કપડા તરફ એટલો વૈરાગ્ય–એટલો અણગમો–આવવો જોઇએ કે જેવો આપણને કંઈ પણ મેલી વસ્તુ તરફ આવે છે. એવો વૈરાગ્ય પેદા ન થાય, ત્યાંસુધી ફરી ફરી આપણું મન જાપાનની સાડી તરફ, માંચેસ્ટરની મલમલ તરફ ખેંચાયાં જ કરશે અને ત્યાંસુધી આપણે તેના જેવી ચીજો માગીશું અને ત્યાંસુધી તેના જેવી ચીજો આપનારા દગો દઇ તે જ ચીજો આપણને વોરાવશે. તેથી અત્યારે તો તેના જેવા દેખાવની ચીજોને પણ

આપણે ન અડીએ. રખેને આપણે છેતરાઇ જઇશું એવો ભય આપણને લાગવો જોઇએ. આવો વૈરાગ્ય ઉત્પન્ન થવા આપણને એમ પણ ચોક્ખું જણાઈ જવું જોઇએ કે આપણી ગુલામીનું મૂળ પરદેશી કાપડ છે. બીજું બધું તેની પાછળ આવ્યું. ઇસ્ટ ઇંડિયા કમ્પનીની કોઠી કાપડની પાછળ અને કાપડને સારૂ બંધાઇ.

૭. બીજું અંગ ઉત્પત્તિ. જેણે ખાદી પહેરી લીધી છે, તેણે બીજી ખાદી ઉત્પન્ન કરાવવામાં મચી જવું જોઇએ. જો પ્રજા પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરે તો જરૂર આપણને ખાદી ખૂબ જોઇશે. પરદેશી કાપડનો નાશ કરીએ છીએ, કેમકે ખાદીનો ઉપયોગ વધારવો છે; ખાદીનો ઉપયોગ વધારવો છે, કેમકે તે દ્વારા આપણે રેંટિયાની પ્રવૃત્તિ વધારી પ્રજાને ઉદ્યોગી બનાવીએ છીએ, અને પ્રજાના ઝુંપડામાં બરકતનો પ્રવેશ કરાવીએ છીએ. પ્રત્યેક હિંદીની સરેરાશ વાર્ષિક આવક ૨૬ રૂપિયાની છે તેને બેવડાવવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. બીજો એકે રસ્તો કરોડોને સારૂ છે જ નહિ, તેથી દરેક ઘરમાં રેંટિયો ચાલવો જોઇએ, દરેક ગામમાં હાથસૂતરની ખાદી ઉત્પન્ન થવી જોઇએ. મહાસભાસમિતિની આ પ્રધાન પ્રવૃત્તિ હાલ હોવી જોઇએ. ત્યાગ કરાવવો અને ઉત્પન્ન કરાવવું. આમાં આપણી કાર્યદક્ષતા જણાઇ આવશે.

૮. મીલના કાપડનો ઉપયોગ જેઓ મહાસભાને ઓળખે છે અને પૂજે છે તેનાથી ન જ થાય. જો તેઓ તેનો ઉપયોગ કરશે તો મીલનું કાપડ ગરીબોને નહિ મળે અને તેનું દામ વધશે. ખાદીની પ્રતિષ્ઠા વધારવી હોય, વણકરોને વધારે રોજ આપવું હોય તોપણ આપણે ખાદીને ખાનદાન બનાવવી જોઇએ. હિંદુસ્થાનની અસલી જાહોજલાલી, અસલી કળા ખાદીના સદુપયોગ વિના અશક્ય છે. સ્વરાજ્ય મેળવીને ભલે બારીકમાં બારીક સૂતર કંતાવી ફરી ઢાકાની મલમલ પહેરતા આપણા શ્રીમંતો થઈ જાઓ. અત્યારે તેઓ પણ ખાદીથી જ શોભે.

૯. આ પ્રવૃત્તિમાં જેટલું ફળ રહેલું છે, તેટલી જ સહેલાઇ રહેલી છે. ફળ તેની સહેલાઇમાં જ છે. રેંટિયો દરેક ગામમાં બની શકે એવી સામાન્ય વસ્તુ છે. તેના દરેક ભાગ જે કોઇ ગામમાં સુતાર અને લુહાર છે, ત્યાં

બની શકે તેમ છે. ત્રિશ કરોડની વસ્તી છે એટલે દશ માણસે એક ઘર ગણીએ તો ત્રણ કરોડ ઘર થયાં. ત્રણ કરોડ રેંટિયા જ્યારે હિંદુસ્થાનમાં દાખલ થાય ત્યારે સ્વરાજ્યવાદીને શાંતિ વળે. તેટલા રેંટિયા જો એક જ સ્થળેથી તયાર કરી આપવાના હોય તો કામ અટકી પડે.

૧૦. હિંદુસ્થાનમાં સાડાસાત લાખ ગામડાં છે, એટલે આ પ્રવૃત્તિ તેટલાં ગામડાંમાં વહેંચાઇ જાય. આ ગામડાં અઠ્ઠાસો જીલ્લામાં વહેંચાઈ ગયાં છે. એટલે જો દરેક જીલ્લામાં એક એક માણસ આ કાર્ય કરનાર નિકળી પડે તો પ્રવૃત્તિ વ્યાપક સ્વરૂપ લઇ શકે, અને તે તે જીલ્લાને રેંટિયા તે તે જીલ્લાનો કારભારી પૂરા પાડી શકે, અથવા માર્ગ બતાવી શકે તો જ કામ આગળ વધી શકે.

૧૧. હજુ આપણે આપણા કારીગરવર્ગમાં પ્રવેશ નથી કર્યો. આપણે દરેક ગામના અઢારે વર્ણને સ્વરાજ્યની પ્રવૃત્તિમાં રસ લેતા કરવા રહ્યા છે. અંગ્રેજી ભણેલા જ સ્વરાજ્યની ચળવળ ચલાવી શકે એ ઘેલછામાંથી આપણે જેમ નિકળતા જઇએ છીએ, તેવી જ રીતે માત્ર મુસદ્દીવર્ગ જ આ પ્રવૃત્તિ શોભાવી શકે એ વાત પણ આપણે ભૂલી જવી જોઇએ.

૧૨. સૂતર સારૂં પેદા થયું એટલે ખાદી આખા હિંદુસ્થાનમાં પાથરી શકાય તેટલી ઉત્પન્ન થઇ શકશે. સૂતર તે સૂતર હોવું જોઇએ. રૂમાંથી ગમે તેવો ધાગો તાણી કહાડ્યો તેને સૂતર કોઇ નહિ ગણે. સૂતર એ કે જે વણી શકાય. તે વળદાર, ફેસા વિનાનું અને એકતારૂં હોવું જોઇએ; તે કીટીથી રહિત હોવું જોઇએ.

૧૩. રેંટિયો એટલે દરજ્જે પેસી ગયો છે કે જરા વધારે શ્રદ્ધા આવી જાય તો ગુજરાતમાં જ કરોડ રૂપિયાની ખાદી એક વર્ષમાં વણી શકાય. આનો અર્થ એ થાય કે ગુજરાતનાં ગરીબ ઘરોમાં એક કરોડ રૂપિયા પેસી જાય, અને તેમ છતાં પાખંડ ન વધે. કેમકે જ્યારે ગરીબના પેટમાં ધાન નાખવાને સારૂ પૈસો અપાય છે, ત્યારે તેનું ફળ પુણ્ય જ હોય છે.

૧૪. આથી જ્યાંસુધી પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર આપણે કરી શકીએ, ત્યાંસુધી મહાસભાને જોડાયેલાં એકેએક મંડળો તેમ જ સમિતિઓને એકલા સ્વદેશીની પાછળ જ પોતાની બધી શક્તિઓને એકાગ્ર કરવા હું તો કહું.

૧૫. પ્રાંતે પ્રાંતના કામદારોએ પોતપોતાને ત્યાંના પીંજારાઓને કાંતનારી બાઇઓને, વણકરોને અપનાવવાં જોઇએ. તેમની પાસેથી એ કળા શીખી લેવી જોઇએ-તેમની સામે હરિફાઈ શરૂ કરવા નહિ, પણ તેમનું રક્ષણ કરવાને સારૂ. તેમણે સુતારો અને લુહારો જોડે પણ ભેળાવું જોઇએ અને રેંટિયા તેમ જ ત્રાકોની બાબતમાં તેમની મદદ સ્વેચ્છાપૂર્વક અને પ્રેમથી આવતી કરી દેવી જોઇએ.

૧૬. વળી કામદારોએ ખાદી પણ ઠેકઠેકાણે સારા જથ્થામાં ભરવી જોઇએ અને માત્ર દુકાનનો ખર્ચ ચડાવીને પડતર ભાવે તેને લોકોમાં વેચવી જોઇએ, ટૂંકમાં તરતને માટે તો મહાસભાના એકેએક નાનાં મોટાં મંડળો તેમ જ સમિતિઓનાં કાર્યાલયો અશાંતિમય દારૂગોળા ભરવાનાં તોપખાનાં બની રહેવાં જોઇએ.

૧૭. આટલી માગણીને હાસ્યાસ્પદ કે અશક્ય માગણી કોણ કહેશે ? હજુ હમણાં જ બે વર્ષ ઉપર ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીમાં એકેએક નવરો માણસ લડાઇની સામગ્રી તૈયાર કરવાના કામમાં પરોવાયલો નહોતો શું ? જો આપણે માનતા હોઇએ કે સ્વદેશી વિના સ્વરાજ્ય અસાધ્ય વસ્તુ છે, તો એટલા ઉપરથી જ સાથે એ પણ શું સિદ્ધ નથી થતું કે તરતને માટે આપણે બીજી બધી પ્રવૃત્તિઓને પાછળ રહેવા દઇને પણ પરદેશી માલનો બહિષ્કાર, સ્વદેશી કાપડની પેદાશ અને તેની ચારેમેર વહેંચણીના કામમાં જ સાવ પરોવાઈ જવું ? આપણી બધી સભાઓ અને ચાલતી વગોવણીઓ બંધ થવી જોઇએ. આપણા રાજ્યકર્તાઓની નબળાઇઓ અગર દોષો શોધ્યા કરવા કરતાં આપણી પોતાની જ ત્રુટિઓ તપાસવી અને સુધારવી એ વધુ ફળદાયી છે. આપણા વિરોધીઓના દોષોનું ચિંતન કર્યા કરવાથી આપણામાં દ્વેષ, દુર્બળતા અને નાદારી જ વધશે, પણ જો આપણે આપણી પોતાની જ ત્રુટિઓ તપાસવામાં રોકાઇશું અને તે સુધારવા પાછળ ઉદ્યમ કરીશું તો આપણામાં હિમ્મત, બળ અને આશા આવશે. તેથી આપણે સભાઓ ભરીએ તો તે પણ કાર્યપૂરતી જ હોવી જોઇએ. એક તો પ્રજાને મન પરદેશી માલના બહિષ્કારની અને જાતે કાપડ પેદા કરવાની અગત્ય વધુ અને વધુ ઠસવી જોઇએ અને તેને પહોંચી વળવાના માર્ગ આગળ મૂકવા જોઇએ.

૧૮. આવો ભાવ સદાને સારૂ અથવા તો આ હિંદુસ્થાનના સંધિકાળને સારૂ અનેક સ્ત્રીપુરુષોમાં નહિ ફેલાય, ત્યાંસુધી સ્વદેશી ચળવળને વિરાટ્ સ્વરૂપ આપવું એ અસંભવિત માનું છું; કેમકે લાખો વાર કપડું હાલમાં જો પેદા કરી શકાય તો એ ખાદી જ છે.

૧૯. કાર્યની કુશળતા વિના રેંટિયો ચાલે તેમ નથી. છે તો નાનકડું સરખું હથિયાર, ફેરવ્યે હળવું, કિમ્મત પણ પ્રમાણમાં કંઇ જ નહિ, છતાં તે માણુસના ઉદ્યમની, તેની દઢતાની, પ્રામાણિકતાની, શાંતિની ઠીક પરીક્ષા લે છે. કાંતવું એટલે રૂને જેમ ફાવે તેમ ખેંચવું એ નથી. કાંતવું એટલે તેની આગલી ક્રિયાઓ જાણવી. આંધ્ર દેશમાં ૧૨૦ નંબરનું સૂતર કાંતનારી બાઇઓ કપાસની પરીક્ષા કરી જાણે છે, કાલુ પોતે જ ફોલે છે, કપાસ જાતે જ લોઢે છે, પીંજે છે પોતે જ; અને સમુદ્રનાં ફીણ જેવી ચકચકિત અને તેટલી જ સફેદ અને તેટલી જ મુલાયમ પૂણીઓ પણ તે જ બાઇઓ જાતે બનાવી લે છે. આમાં જ તેની કળાનો મુખ્ય ઉપયોગ થઇ જાય છે; પછી ૧૨૦ નંબરનું સૂતર કહાડવું એ તેને રમત વાત જણાય છે. કાંતવાની ક્રિયા વખત લે છે; તેનાં પહેલાંની ક્રિયાઓ જાણવે સહેલી છે, તેમ જ વખત થોડો લે છે; દરેકે પેલી આદર્શ બાઇઓને સ્થાને પહોંચવાની જરૂર નથી, પણ દરેકે પીંજવાની અને પૂણી બનાવવાની ક્રિયા જાણી લેવાની તો જરૂર છે જ. પૂણી બનાવતાં એક દહાડામાં શીખાય. પીંજવાનું શીખતાં માનો કે એક અઠવાડિયું જાય. એટલો સમય આપીને પીંજવાનું દરેક કાંતનારે જાણી જ લેવું જોઇએ. મીલની પૂણી વાપરવાથી અર્થ સરતો નથી અને દરેક ઠેકાણે મીલની પૂણી પહોંચાડાય પણ નહિ.

૨૦. વાંચનારે એટલું પણ જાણવું જોઇએ કે પીંજારાનો તો પૂર્વે ધંધો જ હતો, તે ધર્મ નહોતો. તેથી પીંજારાને બીજા કારીગરોની પેઠે જ રોજી મળતી હતી. પીંજારા સહેલાઇથી મહિનાના રૂ. ૪૫ કે ઓછામાં ઓછા ત્રિશ કમાઇ લે છે. મુંબઇમાં રૂ. ૨॥ સુધી દરરોજની કમાણી કેટલાકને થાય છે. કાંતનારને જાતે પીંજી લેવામાં એટલો બધો થોડો વખત જોઇએ છે કે તે જો કમાણીનો ઉદ્દેશ રાખે તો એક શેર સૂતર પાછળ બે આના વધારી શકે. દરેક જણ દહાડામાં જેટલું કાંતે તેટલું બહુ ઓછા સમયમાં પીંજી લે છે.

૨૧. [જ્યારે હું કહું છું કે જો હિંદુસ્થાનનું દરેક ઘર આજે કાંતણું-વણતું થઇ જાય તો સ્વરાજ્ય તમારા હાથમાં છે, ત્યારે] મને પૂછવામાં આવે છે કે શું સ્વરાજ્ય મળશે તો અનાજના દામ સોંઘા થશે અને કાપડના ભાવ ઘટશે? આ સવાલ યોગ્ય છે. સ્વરાજ્ય મળો કે બીજું કંઇ મળો, પણ જો આપણે પરદેશ ઉપર આપણા કાપડને સારૂ આધાર રાખીશું તો કાપડના કે અનાજના ભાવ ઘટવાના નથી. નહિ ઘટે કેમકે આપણે સાઠ કરોડ રૂપિયા જ્યાંસુધી હિંદુસ્થાન બહાર આપણા કાપડને સારૂ મોકલીએ છીએ, ત્યાંસુધી આપણી ભૂખ નહિ ભાંગે. ત્યાંસુધી કરોડો માણસો થોડા કે વધતા પ્રમાણમાં ઉદ્યોગ વિનાના રહેશે અને તેઓને પૂરૂં અનાજ કે વસ્ત્ર નહિ મળે.

૨૨. એટલે આપણી સમક્ષ આપણી હાજતજોગું કાપડ પેદા કરવાનો પ્રશ્ન આવી પડ્યો છે. એટલું જ કાપડ આપણે પેદા કરીએ તો આપણા સાઠ કરોડ રૂપિયા બચે એટલું જ નહિ, પણ તે બધા ગરીબોના જ ઘરમાં જાય. આ કામ કેવળ રેંટિયાની પ્રવૃત્તિ વધારવાથી જ થઇ શકે. હિંદુસ્થાનમાં પાંચ કરોડ રતલ સૂતર બહારથી આવે છે. આ સૂતર એંશી નંબરનું અને તેથી પણ ચડતા નંબરનું હોય છે; એટલે જો તે જાડું હોય તો ચાળીસ કરોડ રતલ સૂતર થવા જાય. એટલું સૂતર આપણે ન કાંતીએ, ત્યાંસુધી હિંદુસ્થાનને સ્વતંત્ર કરવાની વાત આપણે ભૂલી જવી જોઇએ. આટલું સૂતર કઇ રીતે કહાડવું?

૨૩. આપણી મીલો કહાડી શકે તેમ નથી. રેંટિયો જ એ કામ કરી શકે તેમ છે, અને સૂતરનો જથ્થો વધારવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે આપણી નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ એ કામ કરતા થઇ જાય. આવાં કારણોને લઇને વિદ્યાપીઠની નિયામક સભાએ એવો અભિપ્રાય આપ્યો છે કે વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતી શાળાઓએ નિશાળોમાં રેંટિયો દાખલ કરી સૂતર કહડાવવું જોઇએ. આપણા શિક્ષણક્રમમાં આટલી ત્રુટિ હંમેશાં રહી છે એ હું તો હંમેશાં માનતો અને કહેતો આવ્યો છું. મારી ઉમેદ છે કે આ અભિપ્રાયને બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ વધાવી લેશે.

૨૪. જે નિશાળો ચાલે છે તેમાં કાંતવા-વણવાને પ્રધાનપદ આપવું જોઇએ. શિક્ષકોએ પણ તે જ કામમાં રોકાઇ જવું જોઇએ. સૂતરની જાત, નંબર, મજબૂતી વિગેરે ઓળખનારા એક નહિ પણ અનેક નિકળી પડવા જોઇએ.

૨૫. દરેક જુવાનીઆના અને દરેક સ્ત્રીના હાથમાં રેંટિયો કે સાળ હોવાં જ જોઇએ. ધનવાન્ હોય તે ધંધો ન જ કરે એવો વિચાર તો આપણા મનમાં હોવો ન જ જોઇએ. એ વિચારથી આપણે આળસુ અને દીન બન્યા છીએ. ધનવાન્ પણ લોક-કલ્યાણ અર્થે ઉદ્યમ કરે. ઔરંગઝેબને કંઇ કામ કરવાની જરૂર ન હતી, છતાં તે ટોપી ગાંવતો. આપણે તો ભીખારી બની ગયા છીએ, તેથી આપણી તો ઉદ્યોગ કરવાની બેવડી ફરજ. આપણે પરદેશી કાપડ પહેરી ગુલામ બન્યા છીએ, તેથી સ્વદેશીને ખાતર પીંજવા, કાંતવા, વણવાનો ઉદ્યોગ કરવાની આપણી ત્રેવડી ફરજ.

૨૬. આપણે બધા ધનાઢ્ય નથી, છતાં આપણે બધાએ કાપડ પેદા કરવું એ આપણી ફરજ છે. એટલે આપણે મીલ ઉપરાંત બીજી રીતે સૂતર અને કાપડ બનાવતાં જાણી લઇએ કે જેથી ગરીબો પણ આ મહાન્ કાર્યમાં ભાગ લઇ શકે. આવું સાધન આપણા પુરાણા રેંટિયા અને સાળો છે.

૨૭. દરેક સ્ત્રી પોતાના બચતા વખતમાં સૂતર કાંતવાનો ધર્મ સમજે તો પ્રજાને સૂતર રૂને દામે પડે. દરેક પુરુષ પોતાના ફાજલ પડતાં સમયમાં તે સૂતર વણે તો પ્રજાને કાપડ રૂને દામે મળે. સ્ત્રી અને પુરુષ ઉપરની બન્ને કળાઓ શીખી શકે છે. કાંતવાનું શીખતાં અઠવાડિયું લાગે. વણવાનું શીખતાં આઠ અઠવાડિયાં લાગે. રેંટિયો ચાર રૂપિયે મળે. સાળના ૨૫ થી ૪૦ રૂપિયા બેસે. આ બન્ને વસ્તુ સહેલાઇથી આપણા સુતારો બનાવી શકે.

૨૮. આખી પ્રજા રેંટિયા ક્યારે કાંતે અને ક્યારે વણે એવો કાયદાનો સવાલ કોઇ નહિ ઉઠાવે એમ ઇચ્છું છું. વાંચનાર પોતે સૂતર કાંતવાનો કે વણવાનો નિશ્ચય કરશે તો તેણે જેટલું કાંત્યું હશે તેટલો લાભ તો તેને અને પ્રજાને થયો જ ગણાય; અને જેવું શૌર્ય કે દેશાભિમાન આપણને તેવું બીજાને વિષે આપણે કાં ન માનીએ ? 'આપ ભલા તો જગ ભલા,' તેમ જ આપ ઉદ્યમી તો જગ ઉદ્યમી.



# ૧૯.: પરદેશી કાપડનો મેલ.



૧. પરદેશી કાપડનો ત્યાગ આપણો મહાયજ્ઞ છે. તેમાં આપણને પૂરી જીત મળે એ સ્વરાજ્ય છે. આપણે વિચાર કરીએ તો સ્વરાજ્ય સહેલું છે, કેમકે એ જન્મસિદ્ધ હક્ક છે. તેથી સ્વદેશી સહેલું હોવું જ જોઇએ એવો નિશ્ચય કરી આપણે કાર્યપરાયણ થવું જોઇએ. કાર્યપરાયણ થવા સારૂ આપણે નિશ્ચયવાન્ અને ઉદ્યોગી બનવું જોઇએ. જેમ જેમ હું ભ્રમણ કરૂં છું, તેમ તેમ જાણું છું કે આપણાં ઘરોની મારફતે આપણને જોઈતું કાપડ વણી કહાડવું એ આપણે માટે સહેલામાં સહેલો રસ્તો છે. એક કરોડ માણસને એક જગ્યાએ એકઠા કરી તેમની મજુરી લેવી તેના કરતાં દરેકને પોતપોતાના ઘરમાં બેસી પોતાના ગામમાં રહી કેમ કાંતવું અને વણવું તે બતાવી દેવું એ ઘણું જ સહેલું છે.

૨. જેમ નવું અનાજ પકાવનાર પ્રથમ પોતાનાં હાંડલાં સાફ કરી લે છે, તેમ આપણે પરદેશી કપડાં રૂપી મેલ કહાડી નાખવો જોઇએ, તે વિના આપણું આળસ નહિ જાય. એક વખત લંગડો થયેલો માણસ જેમ સાજો થયે પણ લાકડીનો ટેકો મૂકતાં ડરે છે અને પડવાના ભયથી લંગડાતો જ ચાલે છે, તેમ આપણે પણ જ્યાંસુધી પરદેશી કાપડના ટેકા ઉપર નભીએ છીએ ત્યાંસુધી પગભર નથી થવાના.

૩. પરદેશી કાપડ રૂપી કચરો આપણે બધો નથી કહાડ્યો. આપનાર ભાઇ–બહેનોએ પોતાનાં દિલને ચોરીને પરદેશી કાપડ આપ્યું છે. જ્યાંસુધી બધો મેલ કહાડી નાખવામાં નથી આવ્યો, ત્યાંસુધી પૂરી શુદ્ધિ થઇ નથી. જેમ થોડો રહેલો મેલ પણ ઝેરી હવાને પેદા કરી શકે છે, તેમ થોડું રહેલું પરદેશી કાપડ ભારે નુકસાન પહોંચાડી શકે છે. તેથી મારી ઉમેદ છે કે બધી જગ્યાઓએ કુલ પરદેશી કાપડ રૂપી મેલ વાળીચોળીને કહાડી નાખવામાં આવશે. આપણાં ઘરોમાંથી જ્યાંસુધી આ સાવ સાફ નથી થઇ ગયું, ત્યાંસુધી

પરદેશી કાપડ રૂપી મરકી પાછી ફેલાવાનો ભય રહેવાનો જ. જો આપણે સ્વરાજ્ય મેળવવું જ હોય તો પરદેશી કાપડ આપણને હંમેશને સારૂ કેવળ અસહ્ય થઈ પડવું જોઇએ, અને તે એ કાપડને ઇરાદાપૂર્વક બાળી નાખવાથી જ ઉત્પન્ન થઇ શકે તેમ છે.

૪. આ દૃષ્ટિએ વિચારતાં આપણું કામ સહેલું છે. પરદેશી કાપડના ત્યાગમાં શો ભય હોય ? નુકસાન તો નથી જ. જેનો ઉપયોગ નથી તેને સંઘરીને શું કરીએ ? દર્દ મટ્યે દવાની બાટલી ગમે તેટલા પૈસા ખર્ચ્યા હોય તો યે ફેંકી દઇએ. મોહ મટ્યે ભારે શણગાર પણ એક ઘડીમાં ફેંકી દઇએ. શું પરદેશી કાપડનો મોહ આપણને એટલો બધો છે કે તેને છોડી જ ન શકીએ ? હું ઉમેદ રાખું છું કે પરદેશી કાપડની અપાયેલી કિંમતનો વિચાર તો કોઇ નહિ જ કરે. તેની કિંમતનો વિચાર કરતાં આપણે કંજુસાઇના પાપમાં પડીશું. કંજુસ મા બાળકને ભાણામાં રહેલો ખોરાક ખાઇ જવાનો આગ્રહ કરી તેને માંદું પાડે છે. ખરી કરકસર ખોરાક ફેંકી દેવામાં જ રહેલી છે. તે જ રીતે ખરી કરકસર પરદેશી કાપડને ત્યાગવામાં જ રહેલી છે.

૫. પરદેશી કાપડના ત્યાગની સાથે જ સાદાઇ દાખલ થાય છે, ખોટા વૈભવ જાય છે; અને ખાદીનાં કપડાં ટકાઉ હોવાથી લાંબો વખત ચાલે છે. જેનું કપડાંનું ખર્ચ દર માસે સો રૂપિયાનું હતું તેવાનું ખર્ચ હવે આખા વર્ષનું તેટલું નથી રહ્યું. એવાને પોતાનો હજારોનો પરદેશી પોષાક ફેંકી દેવો કંઇ તકલીફની વાત નથી. પરદેશી કાપડનો આજે ત્યાગ કરી દેશના કરોડો રૂપિયા આપણે બચાવી લઇએ છીએ. તેથી લાખો કે કરોડો રૂપિયાનું કાપડ નાખી દેવું એ દૂરંદેશીની નિશાની છે.

૬. સ્વદેશી એ આપણી આખરની મજલ છે. તેમાં હાર્યા તો સ્વરાજ્ય મેળવવાની આશા મૂક્યે જ છૂટકો છે.

૭. પણ ત્યાગ કરવાનો ધર્મ સહુની પર સરખો રહ્યો હોય, તોપણ કાપડ ઉત્પન્ન કરવામાં તો ગમે તે પ્રાંત સહુથી આગળ જઇ શકે છે. દરેક નિશાળ અને દરેક ઘર કાંતવા–વણવાનું કામ કરવા મંડી જાય તો આપણને કાપડની તાણ પડવાની નથી. હિંદ ખાદીમય ન બને તો આપણે જીતી બાજી હારી જવાના.

૮. સ્વદેશીની મતલબ સમજી લઇએ. તેનાથી આપણે સાઠ કરોડ રૂપિયા પરદેશ જતા બચાવવા માગીએ છીએ એટલું જ નહિ, પણ આપણે તેટલા રૂપિયાનું કાપડ કરોડો સ્ત્રીપુરુષોની મારફત તૈયાર કરાવી તેમના ઘરમાં કરોડો રૂપિયા દાખલ કરવા માગીએ છીએ. તેમ કરીને આપણે હિંદુસ્થાનમાંથી ભૂખમરાનો બહિષ્કાર કરવા માગીએ છીએ, તેથી પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભૂખમરાનો બહિષ્કાર ગણું છું. વળી આપણાં સદાવ્રતો વધતાં જાય છે; લાખો માણસો આળસુ બની કેવળ ભિક્ષા પર રહેતા થઇ ભગવું લજવે છે. સશક્ત માણસ કામ ન કરે તો ન ખાય. આજે આપણી પાસે એવું કામ જ નથી કે જે દરેક ભિક્ષુકને ન સોંપી શકાય. જ્યારે રેંટિયો અને સાળ દેશમાં પ્રતિષ્ઠા પામશે, ત્યારે જેઓ પ્રજાને જ્ઞાન દેતા હશે તેવા બ્રાહ્મણો અને ફકીરો જ માત્ર ભિક્ષા માગતા હશે. દરેક અશક્ત અપંગને પ્રજા ભાવસહિત જમાડશે. ધુતારાઓ સાધુને વેષે ભમીને ભિક્ષા નહિ માગી શકે. આમ સ્વદેશીમાં ઢોંગનો નાશ અને સાધુતાનો પ્રભાવ રહેલો છે.

૯. જો પરદેશી કાપડનો ત્યાગ કરવો હોય તો આપણે દરેક બાબતમાં વિચાર કરવો જોઇએ. ઝીણામાં ઝીણી બાબતમાં પણ ધ્યાન દેવું જોઇશે. ધર્મ સમજીને પરદેશી કાપડને તિલાંજલિ દેવામાં આવે, ત્યારે જ આપણે આ મહાન્ છતાં સહેલું કાર્ય કરી શકવાના છીએ. તેમાં ઢીલ પણ ન થવી જોઇએ. સમજુને સારૂ આપણી મીલનો માલ પણ પરદેશી જ છે. હંમેશાં આપણે આપણી મીલના માલને અને પરદેશીને ઓળખી શકવાના નથી. જેઓને સ્વદેશીનો સંદેશો જ મળ્યો નથી એવા ગરીબોને સારૂ મીલનો માલ હોવો જોઇએ. ખરૂં સ્વદેશી એ જ કે જેમાં રૂ ઉપરની બધી ક્રિયા તે તે ગામ કે શહેરમાં થયેલી હોય. જે ગામમાં આ પ્રમાણે થાય એ શહેરની આબાદી વધવાની, અને એ શહેર પોતાની સ્વતંત્રતા મેળવી લેશે. આવી સ્થિતિ લાવવાને સારૂ લોકોએ ખૂબ ધ્યાન દઇને પરદેશી કાપડનો ત્યાગ કરવાની જરૂર છે.

૧૦. શાબ્દિક સૂતરના તાંતણા તો મહાસભાએ ૩૫ વર્ષ કહાડ્યા. એથી ભૂખ્યાં સંતોખાયાં નહિ, તેમ નાગાં ઢંકાયાં નહિ. આજે એ કાર્યનો ખરો માર્ગ આપણને લાધ્યો છે. એ ઉપાયથી વિદેશી કાપડનો

સંપૂર્ણ ત્યાગ સાધીને લૅંકેશાયર તરફથી આમની સભામાં બેસનારા પંચાવન સભાસદોની પ્રવૃત્તિઓને આપણે નિષ્ફળ કરી મૂકી શકીશું. એથી હિંદ ઉપર લોભની દૃષ્ટિ નાખનાર જાપાનને પણ આપણે અટકાવીશું. હિંદ પોતાનાં અન્નવસ્ત્રની બાબતમાં સ્વાધીન નહિ બને, ત્યાંસુધી તેની આર્થિક સ્વતંત્રતાની આશા વ્યર્થ છે. હિન્દુસ્થાન જેવો અફાટ દેશ પારકે આધારે નભ્યાં કરીને સ્વાધીન બની જ કેમ શકે ? કંપનીના કાળનો ઇતિહાસ યાદ કરો, અને જૂલમથી કાયર થઇ આપણે સ્વધર્મ ભૂલ્યા તેનું આજે જ પ્રાયશ્ચિત્ત આરંભો.



# ૧૭. ત્યાગનો સમય.



૧. ગિરનારની ટોચે પહોંચવા ઇચ્છનાર જેમ કાંઇ પગથિયે પહોંચ્યા પછી પહોંચ્યો ગણાતો નથી, તેમ આપણે સ્વરાજ્યની નિસરણીને એક પણ પગથિયે થોભી રહેવાથી સ્વરાજ્યને પહોંચવાના નથી. આપણે એક સાસે ચડવું જોઇશે.

૨. જે કામમાંથી આપણને સ્વરાજ્યની ઝાંખી થાય એ તો સ્વદેશી જ છે. હજારો રૂપિયા આપવાથી આપણે સ્વરાજ્યમંદિરમાં પેસી શકતા નથી. તે મંદિરમાં પેસવાની શરત તો સ્વદેશી જ છે. એ મંદિરનો દરવાન આપણી પાસે કેટલા પૈસા છે એ પૂછશે નહિ, પણ આપણે ખાદી પહેરી છે કે નહિ એ જોશે, આપણું મોં શરાબથી વાસ મારે છે કે નહિ એ તપાસશે. સ્વદેશીનું પાલન કરનાર પોતે જ સ્વતંત્રતા અનુભવતો થશે. જેને સ્વતંત્રતાની લાગણી પેદા નથી થઇ તે બીજાના કહેવાથી સ્વતંત્ર નહિ બને. પ્રત્યેકને એ અનુભવ થવો રહ્યો છે. એ અનુભવ પરદેશી કાપડનો ત્યાગ ન કરનારને થવાનો જ નથી.

૩. જાપાનની સાડી, ફ્રેંચ સાટીન, માંચેસ્ટરની મલમલ, એ બધાં એક જાતનું વ્યસન જ છે. એ વ્યસનની ગુલામીમાં સપડાયેલો સ્વતંત્રતાનો વિચાર જ ન કરે, કેમકે તે પહેરવેષે પરદેશી થયેલો છે. જેને મન પરદેશી બધું સારૂં તેને સ્વદેશની ભાવના ક્યાંથી? તેને પોતાનું તંત્ર ક્યાંથી? જેને હિન્દુસ્થાનની હવા ન ગમે, તેના પોષાકો ન ગમે, તેનો ખોરાક ન ગમે, તેના રિવાજો ન ગમે, છતાં હિન્દુસ્થાનને પોતાનો દેશ માને એનો શો અર્થ હોય? હિન્દુસ્થાનની હવાથી હજુ કરોડો કંટાળ્યા નથી, હિન્દુસ્થાનની ઘઉંબાજરીની રોટી હજુ હાથે પકાવી સંતોષ માનીએ છીએ, પણ હિન્દુસ્થાન જે કાપડ આપે છે, તેથી આપણી તૃપ્તિ નથી! પરદેશી કાપડ પર આપણને મોહ ઉત્પન્ન થયો છે. તે મોહ ન જાય ત્યાંસુધી હિન્દુસ્થાને પરાધીન જ રહેવું પડશે.

૪. પરદેશી કાપડ આપણને કોઇ મફત આપે તો યે નકામું છે એટલું જ નહિ, પણ નુકસાનકારક છે; કેમકે ભેટ લઇને જીવનાર માણસ તો ભિક્ષુક બને છે અને ભિક્ષુક તો સદાનો પરાધીન છે. તેણે તો પોતાનો આત્મા વેચ્યો છે.

૫. આપણને સ્વરાજ્યમંદિરમાં પ્રવેશ કરવાને સારૂ સ્વદેશીની જ જરૂર છે. સ્વદેશી એટલે પરદેશી કાપડનો બહિષ્કાર. રેંટિયાની શક્તિ હિન્દુસ્થાને પારખી લીધી છે. હિન્દુસ્થાનનો એક પણ પ્રાંત હવે રેંટિયાથી અજાણ્યો નથી. ઓછાવત્તા પ્રમાણમાં ખાદી વણાવાનું દરેક પ્રાંતમાં શરૂ થઇ ગયું છે. એ કળા હાથ આવી ગઇ છે.

૬. પણ—?

૭. પણ પરદેશી કાપડનો મોહ ઉતરવો જોઇએ. એ મોહ ઉતરે નહિ ત્યાંસુધી રેંટિયો નિરંતર ન જ ચાલી શકે. જ્યાંસુધી રેંટિયાનો ચમત્કાર હિન્દુસ્થાન ન ઓળખે, ત્યાંસુધી બાહુબળ ન આવે, આત્મવિશ્વાસ ન આવે.

૮. [ આવો બહિષ્કાર કરવાનો સમય શરૂ થઇ ચૂક્યો છે. ] પરદેશી કાપડનો બહિષ્કાર એ આપણી બારીક કસોટી છે. જો આજે હિન્દુસ્થાનમાં એક સંકલ્પવાળાં એક કરોડ સ્ત્રીપુરુષ વસે છે તો તેની નરી આંખે દેખાય એવી સાબિતી આપણાં શહેરો અને ગામડાંઓમાં વાટે અને ઘાટે આપણી નજરે પડવી જોઇએ. આજે હજુ આપણે ઘરમાં, ચૌટામાં જ્યાં અને ત્યાં ત્રિશમાં એક સ્ત્રી અગર પુરુષને વિશુદ્ધ ખાદી પહેરેલાં જતાં આવતાં જોઇએ છીએ શું? આપણી સભાઓમાં પણ હજુ યે શ્રોતાવર્ગનો મોટો ભાગ સ્વદેશી કપડાં પહેરેલો જોવામાં આવે છે શું? આપણને ગમે તેટલો ખેદ થાય, છતાં આનો જવાબ નકારમાં જ આપવો પડવાનો.

૯. પરદેશી કાપડના બહિષ્કાર વિના સ્વરાજ્ય ન મળે. પરદેશી કાપડનો ત્યાગ કરીને આપણે શરીરશુદ્ધિ કરીએ છીએ. શરીરશુદ્ધિ વિના સ્વરાજ્યમંત્ર જપવાનો આપણને અધિકાર નથી.

૧૦. એટલે જો સ્વરાજ્યમંદિરમાં પેસવું હોય તો હવે બહિષ્કારને ઢીલ ન જ હોવી જોઇએ, કેમકે સ્વદેશી ધારણ કરીને આપણે અપૂર્વ શક્તિ ધારણ કરીએ છીએ. પણ એ મંદિરનો કબજો રાખનારા આપણી શક્તિને

ઓળખે નહિ અને કબજો ન મેલે તો આપણે તેઓની સાથે ભેટ કરવી રહી. તે ભેટમાં થોડો સમય તો જાય જ. મારો વિશ્વાસ છે કે જો આપણે પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરીએ તો આપણને યુદ્ધ કરવું નહિ પડે, અને આપણો કબજો આપણને મળી રહેશે. જે પોતાને અસહકારી કહેવડાવે છે, તેણે તો ખાદી જ પહેરવી જોઇએ. તેણે ઓછામાં ઓછાં કપડાંથી ચલાવવું જોઇએ. આ સંધિકાળ–કઠણ કાળ છે. એકદમ બહિષ્કાર કરતાં આપણી પાસે કપડાં ઓછાં થવાનાં, દેશમાં તંગી થવાની, એમ સમજીને પણ આપણે ઓછાં કપડાં વાપરવાં જોઇએ. વળી બધાની પાસે નવાં કપડાં લેવાની સગવડ ન હોય, તેથી ઓછામાં ઓછાં કપડાંથી આપણે ચલાવ્યે જ છૂટકો.

૧૧. આપણી પાસે જેટલું પરદેશી કાપડ હોય તે કાં તો બાળીએ, કાં તો પરદેશ મોકલીએ અથવા તો શૌચાદિની ક્રિયા વખતે તેને પહેરી ફાડીએ. પરદેશી કાપડને આપણી ગુલામીની નિશાની સમજી તેનો ઉપયોગ બહુ ગરીબ હોઇએ તો ન ચાલતાં જ કરીએ.

૧૨. પણ આટલેથી બસ નથી. આપણે કાપડની દરેક દુકાનોએ ફરી વળવું જોઇએ. જેઓ પરદેશી કાપડ વેચતા હોય, તેઓને પરદેશી કાપડ ન મગાવવા વિનવવા જોઇએ. તેઓની પાસે જે પરદેશી કાપડ હોય તેનો નિકાલ બહાર દેશાવરમાં કરવા પ્રયત્ન થવો જોઇએ.

૧૨. જેમ ખરીદનાર અને વેપારીની ફરજ છે, તેમ જ મીલના માલેકોની પણ છે. તેઓને આપણે વિનવવા રહ્યા કે તેઓ બહિષ્કારને લીધે કાપડનું દામ ન વધારે. આજે જ તેઓ એટલું બધું દામ લે છે કે તેમાંથી પણ ઓછું કરાય તેમ છે. તેમાં જો તેઓ પ્રજાની તંગીનો લાભ લઇ દામ વધારે તો તેઓ પોતે પરદેશી બને, દેશના દુશ્મન બને. એટલી હદ તેઓ ન ઓળંગે એમ હું માનું છું.

૧૪. સ્વરાજ્ય મેળવવાની હિલચાલને આપણે આત્મશુદ્ધિ માની છે. આપણે જેમ ઉંચે જઇએ છીએ તેમ આપણી કસોટી થતી જાય છે. દરેકના મનમાં દેશદાઝ હશે, દેશને પોતાના ઘર સમાન સમજી તેને તે શુદ્ધ રાખવા ઇચ્છશે, તો સ્વરાજ્ય મેળવવું હું સહેલાંમાં સહેલી વાત સમજું છું.

૧૫. સ્વદેશીનો કાર્યક્રમ પાર ઉતારી શકવાની પ્રજાની શક્તિ વિષે નેતાઓની શંકા વ્યાજબી હોય એમ ઘડીભર માનીએ તો શું એ ઉપરથી એમ જ સિદ્ધ નથી થતું કે પ્રજાને ખિલાફત માટે કશી ધગસ નથી. અગર તો તેને સારૂ ભોગ આપવાની તેની તૈયારી નથી ? આજે બધું જ પરદેશી કાપડ ઉતારી મૂકીને એકલી ખાદી અંગીકારવી એ હિન્દુ–મુસલમાનને માટે એવડો મોટો આપભોગ છે શું ? અને જો હિન્દુસ્થાનમાં એટલા આપભોગની પણ તાકાત ન હોય તો એથી શું એ પણ સિદ્ધ નહિ થાય કે વધુ ઉંચા અને વધુ વિશાળ આપભોગ આપવાને હિન્દુસ્થાન નાલાયક છે ? આ સ્થિતિમાંથી ઉગરવાનો એકમાત્ર ઉપાય એ જ છે કે દેશના એકેએક સમજુ સ્ત્રીપુરુષે આજે પરદેશી માલનો બહિષ્કાર સંપૂર્ણપણે પાર ઉતારવામાં અને તેની જગ્યાએ જોઇતી ખાદી પેદા કરવાના કામમાં ગિરફતાર થઇ જવું. આટલું આપણે કરીશું તે દિવસે જોઇશું કે આપણા ધ્યેયની સિદ્ધિ આપણાથી દૂર નથી.

૧૬. [ આપણું ધ્યેય સ્વરાજ્ય છે તે કંઇ સીમલાથી નથી આવવાનું. હિન્દમાતાનો જે ] લાલ, લીલા અને સફેદ રંગવાળો વાવટો ફરકે છે, અને જેના પર રેંટિયાનું ચિત્ર આલેખાયું છે તે વાવટાને માટે તમે મરવાને તૈયાર થાઓ તે દિવસે સ્વરાજ્ય છે. પણ સ્વરાજ્ય તો તમારે જ બળે આવવાનું છે તે સમજી રાખજો. આ ઉત્તમ ચોઘડિયું છે. આ અમૃત ચોઘડિયું ભૂલ્યા તો જેમ લક્ષ્મી ચાંલો કરવા આવે તે વખતે મોં ધોવા જનારને આપણે મૂર્ખ કહીએ છીએ તેમ હિન્દુસ્થાન પણ મૂર્ખ ગણાશે. આપણે જો દૃઢ પ્રતિજ્ઞા કરીને કામ કરીશું, મરવાને તૈયાર થઇશું તો પંજાબનો ન્યાય, ખિલાફતનો ઇન્સાફ અને સ્વરાજ્ય એ ત્રણે વાત આપણા હાથની છે.



# ૧૮. નાશનું તત્ત્વ.



૧. પરદેશી કાપડ બાળવાની આવશ્યકતા બાબત મારા વિચારો જેવા અને તેવા જ દૃઢ છે. એ ક્રિયામાં જાતિદ્વેષ ઉપર કશો ભાર મૂકવામાં આવતો જ નથી. કુટુંબનાં અથવા મિત્રોનાં ખાસ પવિત્ર મંડળો વચ્ચે પણ હું બરોબર એ જ ન્યાયે વર્તું. હું જે કરૂં છું અથવા કહું છું તેને હું હંમેશ આ અચૂક કસોટીએ કસી જોઉં છું કે જે હું કરવા બેઠો છું તે મારાં અંગતમાં અંગત અને પ્રિયમાં પ્રિય સ્વજનોની બાબતમાં પણ હું લાગુ પાડી શકું કે નહિ. જે ધર્મ મને પ્રિય છે તેનો ઉપદેશ આ બાબતમાં દીવા જેવો સ્પષ્ટ છે. તેના બે અર્થ થાય તેમ છે જ નહિ. વહાલો અને વેરી બન્ને મારે મન સરખા હોવા જોઇએ. મારાં કેટલાં યે કાર્યો વિષે મારા મિત્રો ગૂંચવાય છે; છતાં તે કાર્યોને વિષે મારા ઉપર પ્રમાણેના જાતઅનુભવથી હું પોતે નિઃશંક રહું છું.

૨. મને યાદ છે કે એક વાર એક સુન્દર દૂરબીનને મેં દરિયામાં ફેંકી દીધેલું, કારણકે મારા પ્રિય મિત્ર અને મારી વચ્ચે તે હરઘડી તકરારનું કારણ થઇ પડતું. ઘડીક તો એનું મન ખાટું થયું, પરંતુ એવી સુંદર અને કિંમતી વસ્તુ અને તે ય વળી એક મિત્ર તરફથી ભેટ મળેલી, તેનો પણ નાશ કરવામાં રહેલી વાસ્તવિકતા એ તરત જ સમજી શક્યો. કિંમતીમાં કિંમતી ભેટ પણ જો તે આપણી નૈતિક ગતિની આડે આવનારી થઈ પડે તો દિલમાં લગીરે ખટકો ખાધા વિના બેધડક તેનો નાશ કરવો જોઇએ, એમ અનુભવ કહે છે. વારસામાં મળેલી કિંમતી ચીજોને જો પ્લેગનાં જંતુ લાગ્યાં હોય, તો તેને બાળી નાખવી એ શું પવિત્ર ફરજ નહિ ગણાય?

૩. હું જ્યારે જુવાન હતો, ત્યારે મને યાદ છે કે મેં એક વાર મારી પોતાની વહાલી સ્ત્રીની અત્યંત પ્રિય બંગડીઓની જોડના ચૂરેચૂરા કરી નાખ્યા હતા, કારણકે એ બંગડીઓ અમારા બેની વચ્ચે કંકાસનું કારણ થઇ પડી હતી. ઘણું કરીને તો તે તેની માએ આપેલી હતી. છતાં તે મેં ભાંગી

તે દ્વેષને લીધે નહિ, પણ પ્રેમને લીધે. આજની ઉંમરે હું જોઇ શકું છું કે એ પ્રેમ સ્થૂલ–અજ્ઞાન પ્રેમ–હતો, છતાં તે કર્યું તો હતું પ્રેમને જ કારણે. એ વિનાશે અમને વધારે સાંધ્યાં. જો મેં તમામ પરદેશી વસ્તુઓ બાળવાનો આગ્રહ ધર્યો હોત, તો તે કાર્ય જાતિદ્વેષવાળું, ટૂંકી નજરનું અને દુષ્ટતામૂલક ગણાત. આજે તો આગ્રહ માત્ર તમામ પરદેશી કાપડનો જ છે; અને આ મર્યાદાથી મોટો ડુંગર જેવડો ફેર પડી જાય છે. હું વિલાયતી ઘડિયાળ અથવા જાપાની રોગાન અને તેથી થતી બનાવટોનો નિષેધ કરતો નથી. પરન્તુ યુરોપથી મારે ત્યાં આવનારા તોફા દારૂનો તો મારે નાશ કરવો જોઇએ, પછી ભલે તે ભારેમાં ભારે સંભાળ અને કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવ્યો હોય અને સંભાળી રાખેલો હોય. સેતાન પોતાની જાળ ભારે ખૂબીથી પાથરે છે. જ્યારે ખરા–ખોટાને પારખવાની લીટી ન દેખી શકાય એટલી ઝીણી હોય છે, ત્યારે તો વળી તેની લાલચો બેહદ આકર્ષક હોય છે. પરન્તુ ખરા–ખોટાના એ ભેદની લીટી તો હોય છે જ–ખાંડાની ધાર જેવી, આઘી પાછી ન કરાય એવી. એની મર્યાદા જરા પણ ઓળંગી કે નિશ્ચય મોત.

૪. આજે હિન્દુસ્થાનમાં જાતિદ્વેષ છે જ. મહામહેનતે લોકોની અભદ્ર વૃત્તિઓને હું અંકુશમાં રાખી રહ્યો છું. પ્રજાનો મોટો ભાગ ઝેરથી ઉકળી રહ્યો છે, કારણકે પ્રજા નબળી છે અને તે નબળાઇને ખંખેરી નાખવાના ઉપાયની તેને ગતાગમ નથી. તેમનામાંના આ ઝેરને હું પ્રયત્નપૂર્વક મનુષ્યો પ્રત્યેથી વછોડાવીને વસ્તુઓ પ્રત્યે વાળી રહ્યો છું. પરદેશી કાપડના મોહથી પરદેશી રાજ્ય આવ્યું, ગરીબાઇ આવી. અરે, એટલું જ શું ? કેટલાં યે ઘરની લાજ લૂંટાઇ. વાંચકો ન યે જાણતા હોય કે બહુ થોડા જ કાળ પૂર્વે કાઠિયાવાડના અસ્પૃશ્ય વણકરો તેમનો ધંધો પડી ભાગવાને કારણે મુંબઇ જઇ મ્યુનિસિપાલિટીના ભંગી બન્યા; અને એ શહેરમાં આ લોકોનું જીવન એવું તો કષ્ટમય થઇ ગયું છે કે કેટલા ય પોતાનાં બાળકો ખોઇ બેસે છે અને શરીરે હાલહવાલ તથા નીતિમાં સંપૂર્ણ ભ્રષ્ટ થઇ તારાજ થઇ જાય છે. વળી કેટલાક તો પોતાની દીકરીઓની, પોતાની સ્ત્રી સુદ્ધાંની લાજ લૂંટાતી મૂંગે મોંએ જૂએ છે ! વાંચકો ન યે જાણતા હોય કે ગુજરાતમાં આ વર્ગની ઘણી સ્ત્રીઓ પોતાના ઘરમાં રહીને કરવાના રોજગારને અભાવે જાહેર રસ્તાની સડકો પર કામે

જાય છે, અને ત્યાં કોઇ ને કોઇ પ્રકારના દબાણુથી તેમને પોતાની લાજ વેચવાની ફરજ પડે છે. વાંચકો ન યે જાણુતા હોય કે પંજાબના ગરવા વણુકરો હજી થોડાં જ વર્ષો ઉપર બીજા કશા ધંધાને અભાવે સરકારની પલટણોમાં ભરતી થયા અને તેમના ઉપરીઓના હૂકમ ઉઠાવવાને અંગે બહાદુર, નિર્દોષ આરબોને મારવામાં હથિયાર રૂપ બન્યા; અને આ બધું કોને ખાતર ? પોતાના દેશને ખાતર નહિ, પણુ કેવળ પેટને ખાતર. આ ભમાયલા ભાડુતી લોકોને હવે સમજાવવા અને તેમના ખૂની ધંધામાંથી ઉગારી લેવા એ કઠણુ કામ છે.

પ. માણુસને મારવાના ધંધામાં પડી એક વાર જે આબરૂદાર અને કળામય કસબ ગણુાતો તે પોતાના બાપીકા ધંધાને તેઓ આજે હલકો ગણુતાં શીખ્યા છે ! ઢાકાના વણુકરો આખી દુનિયામાં મશહુર 'સબ્નમ' વણુતા હશે ત્યારે તેમને કોણુ હલકા ગણુતું હશે ?

૬. આમ પરદેશી કાપડને અડવામાં હું પાપ માનું એમાં હવે કાંઇ આશ્ચર્ય રહે છે ખરૂં ? મંદ પડી ગયેલા જઠરવાળો માણુસ ભારે પદાર્થ ખાય તો તે શું પાપ નથી ? તેણે તેનો નાશ ન કરી નાખવો જોઇએ ? અથવા તે આપી ન દેવો જોઇએ ? મારો દીકરો પથારીવશ હોય, તેણે ભારે ચીજ ખાવી જોઇએ નહિ, છતાં ખાવાનું મન કરે તો તેવી ભારે ચીજનું હું શું કરૂં ? તેની એ લલુતામાંથી તેને ઉગારી લેવાને ખાતર હું જાતે સંયમ સ્વીકારૂં અને તે પદાર્થ હું પોતે સુખેથી પચાવી શકું એમ હોઉં તોપણુ તે હું ન ખાઉં અથવા તો તેના દેખતાં જ તેનો નાશ કરી નાખું, જેથી તે ખાવામાં કેટલું પાપ રહેલું હતું તેનું તેને બરોબર ભાન થાય.

૭. આમ સર્વોચ્ચ નીતિની દષ્ટિએ પરદેશી કાપડનો નાશ એ ધર્મ્ય વસ્તુ હોય, તો પછી પરદેશીનો સમૂળ નાશ કરવાથી સ્વદેશી કાપડના ભાવ વધી જશે વિગેરે બીક રાખવી ઘટે ખરી ? એક વસ્તુનો નાશ કીધો એટલે તેની જગ્યા લેવા બીજી વસ્તુ ઝપાટાબંધ પેદા થવાની જ. એક જબરદસ્ત પ્રયાસ કરીને અને મેલકચરાને ઝપાટાભેર બાળી મૂકીને ભારતવર્ષને તેની મૂર્છા અને તેના ઉપર ઠોકી બેસાડેલી સુસ્તીમાંથી

જગાડવું પડશે. આ સંબંધમાં 'આસામ ગેઝેટિયર'ના કર્તા મી. એલને સને ૧૯૦૫ માં કામરૂપ વિષે જે લખ્યું છે તે અહિં ઉતારૂં છું:—

૮. "થોડાં વર્ષ થયાં પરદેશી કાપડ આયાત કરવાનો ચાલ અહિં બહુ વધ્યો છે. આ નવો ચાલ જરા યે પસંદ કરવા જેવો નથી, કારણકે પહેલાં (લોકોનો) જે વખત સાળ ઉપર જતો તે હવે ફાજલ પડે છે, છતાં તેનો ઉપયોગ બીજા કોઇ ઉપયોગી કાર્યમાં સાધારણ રીતે થતો નથી."

૯. આસામી લોકો સાથે મારે વાત થઇ છે, અને આ વચનોની વાસ્તવિકતા ખત્તા ખાધા પછી તેઓ હવે સમજ્યા છે. હિંદુસ્થાનમાં હવે પરદેશી કાપડ દાખલ કરવું એ તો શરીરમાં કોઇ બહારનો ચેપ દાખલ કરવા સમાન છે. એવા ચેપને શરીરના આરોગ્યની ખાતર વગરઢીલે કહાડી નાખવો એ જેટલું જરૂરી છે તેટલું જ જરૂરનું હિન્દુસ્થાનના આરોગ્ય માટે પરદેશી કાપડનું બાળવું છે. એક વાર તમે સ્વદેશીની જરૂર તાત્કાલિક છે એમ સ્વીકાર્યું, એટલે પછી પરદેશી કાપડનો નાશ કર્યા વિના બીજો કોઇ વચલો માર્ગ છે જ નહિ.

૧૦. વળી શુદ્ધ સ્વદેશીનો જુસ્સો આપણામાં સંપૂર્ણતાએ જાગ્રત કરવાથી આપણે સંકુચિતતા અને ભેદભાવ વધારીશું એવી બીક રાખવાની પણ કશી જ જરૂર નથી. બીજાની પવિત્રતાનું રક્ષણ કરવાની કાળજી ધરતાં પહેલાં આપણું પોતાનું શરીર અસંયમનો કીડો કોરી ન ખાય એ જોવાનો આપણો ધર્મ છે. આજે તો હિન્દુસ્થાન બીજાની મરજી પ્રમાણે હલાવી ચલાવી શકાય એવો એક જડ સમૂહ માત્ર છે. આત્મશુદ્ધિ એટલે આત્મસંયમન દ્વારા તેમ જ આપભોગને માર્ગે જો તેમાં ચેતન આવશે તો તે તેની પોતાની જાતને અને આખી માનવજાતિને કલ્યાણ રૂપ થઇ પડશે. પણ જો કદિ તે વાપરવા સ્વચ્છંદી અને પારકું પડાવી લેવાની ઇચ્છાવાળું બનીને જાગ્યું તો તે કુંભકર્ણની જેમ જાગશે–કેવળ નાશ કરવાને સારૂ. આવું હિંદુસ્થાન પોતાને અને માનવજાતિને શાપ સમાન થઇ પડશે.

૧૧. જે સ્વદેશીમાં અવિચળ શ્રદ્ધાવાળો છે, તેને ખાદી વાપરવામાં ફારિસીના જેવો આત્મસન્તોષ માનવાનું કાંઇ જ કારણ નથી. ફારિસી તો પોતાને ધર્મ અને સદાચારના સ્તંભ રૂપે માને છે, ત્યારે ખાદી પહેરનાર તો સ્વદેશીની દૃષ્ટિએ પોતાનાં ફેફસાંનો ઉપયોગ કરનારા માણસના જેવા છે. જે સ્વાભાવિક અને આવશ્યક કાર્ય છે તે કરવું જ જોઇએ, પછી બીજા જોઇએ તો તે જ કાર્ય અશુદ્ધ હેતુથી કરતા હોય ;અગર તો તેની આવશ્યકતા કે ઉપયોગિતામાં વિશ્વાસ ન હોવાથી બિલકુલ ન કરતા હોય.



# ૧૯. વિદેશી વસ્ત્રોની હોળી.



૧. હું અહિંસાવાદી છું. મારી રગેરગમાં અહિંસા અને પ્રેમ ભરેલાં છે. કોઈનું અનિષ્ટ કરવાની મારી ઇચ્છા નથી, કોઇનું બૂરૂં થાય એવું મેં કદિ ઇચ્છયું નથી, કોઇને મારવાનો મેં કદિ વિચાર નથી કર્યો. હું અહિંસાવાદી છું છતાં પરદેશી કપડાં બાળવા પર મને પ્રેમ છે, કારણકે પરદેશી કપડાં બાળીએ છીએ ત્યારે આપણે પાપ નથી કરતા પણ આત્મશુદ્ધિ કરીએ છીએ. નહાવામાં, ખાવામાં કે રસોઇ કરવામાં પણ પાપ તો છે. તે પ્રમાણે પરદેશી કપડાં બાળવામાં પણ ભલે પાપ હોય, પણ આજે એ વિના ચાલે એમ નથી. શ્વાસોચ્છ્વાસ લીધા વિના, પાણી પીધા વિના કે રાંધ્યા વિના ન ચાલે એ તો અનિવાર્ય છે, એમ જાણી એમાં પાપ છતાં આપણે તે બધું કરીએ છીએ. હિન્દુઓ તો શરીરની જંજાળમાંથી છૂટવાનું પણ પસંદ કરે છે, છતાં તેને માટે કંઈ આપઘાત કરતા નથી.

૨. આજે ગુલામીની સાંકળ તોડવા માટે આ સિવાય બીજો રસ્તો નથી. સ્વદેશી વિના પણ આપણે તો તે ઝપાટાબંધ તોડવી છે એ કેમ બની શકે ? ખુદ ગુજરાતના પાટનગરમાં જ બહેનો અને કેટલાક ભાઇઓ પરદેશી સૂતરનાં કપડાં પહેરીને સરઘસમાં અને સભામાં આવવાની હિંમત ચલાવે છે, ત્યાંસુધી એ શી રીતે બની શકે ? મીલનાં કપડાં પણ કંઈ આપણે સારૂ નથી, પણ કંગાળને સારૂ છે. મીલનાં કપડાં આપણે માટે રાખી ખાદી કંગાળને આપવા જઇશું તો તેઓ પૂછશે, તમે કેમ ખાદી પહેરતા નથી? અમને જાડી ખાદી આપો છો અને તમારે તો સારી ઝીણી મલમલ, જગન્નાથી અને કૅલિકો વિના ચાલતું નથી. હું કહી ચૂકયો છું કે જેને ગરીબની સેવા કરવી છે તેણે શણગાર માત્ર ઉતારવા જોઇએ. તે વખતે એ સ્થિતિ આવશે કે કંગાળ દલીલ નહિ કરી શકે, મીલનાં કપડાં નહિ માગે, એમને શરમાવું પડશે અને તેઓ કહેશે કે અમને પણ તમે એ ખાદી જ આપો.

૩. જેમ કરેલા ઠરાવમાંથી પાછું હઠવાની વાત આપણા મોંમાં કદિ હોય જ નહિ, તેમ મનને મનાવવાથી કે ખોટા ડોળ દેખાવની પણ વાત [ સ્વદેશી ગ્રહણ કરવામાં ] હોય નહિ. પરદેશી કાપડનો ત્યાગ આપણે હંમેશને માટે કરી દેવો જોઇએ. જેમ ચોકખામાં ચોકખું દૂધ પણ તેમાં ઝેરનો ભેળ થવાથી તદ્દન નિરુપયોગી બની કેવળ નાખી દેવાને જ યોગ્ય થઇ પડે છે, તે જ મુજબ આપણી પાસેનાં વિદેશી કપડાં પણ આપણે માટે તેટલાં જ નકામાં છે એ આપણને ઠસી જવું જોઇએ. જો પરદેશી કપડાં આપણને કોઇ પણ દિવસને માટે નકામાં જ છે તો પછી તેને નાહક ટ્રંકો કે આલમારીઓમાં ભરી મૂકવાં એ પણ નકામો બોજો નથી શું ? યુરોપમાં શું એકાદ વસ્તુ ગમે તેટલી કિંમતી હોય તોપણ એક વખત તે ફૅશનમાંથી નિકળી ગઇ એટલે તેને રદ કરવાનો રિવાજ નથી ? આ ચેતવણી હું અત્યારે આરંભથી જ એટલામાટે આપી રહ્યો છું કે ઘણાઓએ ‘ આગળ ઉપર કોઈ દિવસ વાપરીશું ’ એ વિચારે પોતાનાં ઘણાં કપડાં સંઘરી રાખ્યાં છે, અને માત્ર થોડાંક જ તજ્યાં છે ! પરદેશી કાપડનો ત્યાગ એ કંઇ પૈસા કે ઘરેણાં આપવાના જેવો નથી કે જેમાં કુલ સંઘરામાંથી માત્ર અમુક જ ભાગ આપી દીધે ચાલી શકે. પરદેશી કપડાંનો ત્યાગ એ તો ઘરનો કચરો કહાડવા સમાન છે. સુઘડ ગૃહિણી જેમ ઘરનો ખૂણોખાંચરો સિક્કે વાળીઝાડીને કયાંય ચપટી રજ પણ ન રહેવા દઇ ઘરને આભલા જેવું રાખે, તેમ આ પરદેશી કાપડ રૂપી કચરાથી પણ આપણે આપણાં શરીર અને ઘર ઝાડી ઝપટીને સાફ કરી દેવાં જોઇએ. જો આપણી બજારોમાં પરદેશી કાપડને આપણે કેવળ અપવાદ રૂપ જ કરી મૂકવું હોય તો આપણા શોખમાં ક્રાંતિ કરી નાખી આ ભભકાદાર પરદેશી માલની મોહિનીમાંથી આપણે ઉગરી જ જવું જોઇએ. બીજાઓની નકલ કરવા પાછળ આપણે ગાંડા ન બનવું જોઇએ. જો ગાંડા થઇશું તો પરદેશી બનાવટની નકલી ખાદીઓથી આપણે ઘેરાઇ પડીશું. આ બધાથી બચવા આ ક્રાંતિનો કાળ વીતતા સુધી જાડી વગરધોયેલી ખાદી જ આપણે માટે ઉત્તમ વસ્તુ છે.

૪. હું સ્વદેશી ઉપર આટલો ભાર મૂકું છું, કારણકે એમાં જ હું આપણી શક્તિઓને પૂરેપૂરી ખીલવવાની અને આપણાં આબાલવૃદ્ધ લાખો સ્ત્રીપુરુષોની પરીક્ષાની તક જોઇ રહ્યો છું. જો હિન્દુસ્થાન એકદિલ બનીને

આ બાબતમાં ઉદ્યમ કરે તો જ આ પ્રવૃત્તિ પાર ઉતરે એમ છે. અને સ્વદેશીની પ્રવૃત્તિને વિષે હિન્દુસ્થાન એટલું કરી વળશે તે દિવસે સ્વરાજ્યની ચાવી એને હાથ લાગી ગઇ હશે; તે દિવસે નાશની તેમ જ ઉત્પત્તિની બન્નેની કળા શાસ્ત્રીય ઢબે એણે હાથ કરી લીધી હશે.

૫. [ કુદરતી વિકાસક્રમમાં જે પ્રમાણે ઉત્પત્તિ અને સ્થિતિની જરૂર રહેલી છે, તેમ નાશની પણ છે. આમાં આપણે ફેરફાર કરી શકતા નથી. તેથી વિઘાતક પ્રવૃત્તિથી આપણે ડરવું ન ઘટે. જડ ચેતનની અવસ્થા અનાદિકાળથી જ રહેલી હોય છે. અત્યારે હિન્દનો નવો જન્મ થવાનો છે. તેના બીજા ધર્મોએ પોતપોતાનો પાઠ ભજવવો જ જોઇએ. ]

૬. પરદેશી કાપડ બાળવાને બદલે ગરીબોને આપી દેવું જોઇએ અથવા બહાર દેશાવર મોકલવું જોઇએ. આ બધી દલીલો વિચાર્યા પછી પણ મને એમ જ લાગે છે કે આપણે પરદેશી કાપડ બાળવું જોઇએ. પરદેશી કાપડ પહેરવું એ જો આપણે પાપ સમજતા હોઇએ, એથી જો દેશ કંગાળ થયો છે એમ માનતા હોઇએ, એથી અસંખ્ય બહેનોને પોતાનાં ઘરબાર તજવાં પડ્યાં છે એમ માનતા હોઇએ, તો પરદેશી કાપડને આપણે મેલ સમજીએ અને આપણે જેમ આપણો મેલ બીજાને ન આપીએ તેમ આ પરદેશી કાપડ રૂપી મેલ પણ બીજાને ન આપીએ.

૭. જો તે કાપડનો આપણે ત્યાગ ન કરવા ધાર્યું હોત તો તે કાપડ આપણે જ પહેરી ફાડત, પણ આપણે તેનો ત્યાગ કરવા ધારીએ છીએ તો ત્યાગ જ કરીએ. તે કોઇને પહેરવા આપવું તે પણ તેનો ઉપયોગ કરવા જેવું છે. તે કોઇને આપીને તેનું પુણ્ય ફળ આપણે માગીએ છીએ. મને ભાસે છે કે આપણને તેવા ફળનો અધિકાર નથી. સડેલું અનાજ જેમ આપણે ફેંકી દઇએ છીએ તેમ પરદેશી કાપડ પણ ફેંકી દેવું ઘટે છે.

૮. હિંદુ–મુસલમાન–પારસી બધાને સારૂ પરદેશી કાપડ હરામ ગણીએ તો તે કાપડનો ઉપયોગ ન જ કરીએ. આ ભાવના પેદા કરવા સારૂ આપણી પાસે રહેલા પરદેશી કાપડનો આપણે ત્યાગ કરવો અને તેને બાળવું એ હું આવશ્યક સમજું છું. તેમાંથી જે ભાવના પેદા થાય તેને હું કિંમતી માનું છું. પરદેશી કાપડ વિષે આપણને છેતરવાની કોઇની હિમ્મત ન ચાલી

શકે એટલે સુધી આપણામાં જોસ ફેલાવાની હું જરૂર જોઉં છું. તેથી આપણે પહેરવાનાં પરદેશી કપડાં બધાં બાળી નાખીએ, તો આપણે શુદ્ધિ કરી હું ગણીશ.

૯. પરદેશી કાપડ વિષે અણુગમો પેદા કરવાની આપણને જરૂર છે, પણ એથી શું પરદેશી સામે અણુગમો પેદા નહિ થાય એમ કોઇ પૂછે છે? દુષ્ટતાને વખોડવી છતાં દુષ્ટની ઉપર પ્રેમભાવ રાખતાં શીખવાની આ લડત છે. મનુષ્ય જેટલો દુષ્ટતા કરે છે તેટલો તે દુષ્ટ હોતો નથી. આપણે બધા ભૂલથી ભરેલા છીએ. ત્યાં એક બીજાનો તિરસ્કાર શો કરીએ? દુષ્ટની પણ સેવા કરવી એ સર્વ ધર્મનું શિક્ષણ છે.

૧૦. ધર્મીની પરીક્ષા જ તેના રાગદ્વેષાદિના રોકવામાં છે. ગુસ્સાનું કારણ મળવા છતાં જે ગુસ્સાને રોકે છે એણે જ પ્રભુને પિછાન્યો. મનુષ્ય માત્રનું કામ પ્રભુને જાણી લેવાનું તો છે જ. ગુસ્સો રોકવો એ કંઇ માત્ર સંન્યાસીનો જ ધર્મ નથી. સંન્યાસીએ તો બીજાં અનેક કઠણ વ્રતો પાળવાં રહ્યાં. એટલે આપણે કપડાં બાળીએ પણ કપડાં બનાવનાર પર ગુસ્સો ન કરીએ. માંચેસ્ટર, જાપાન કપડાં ભલે બનાવે, આપણે ન લઇએ તો માંચેસ્ટર કે જાપાન શું કરે? આપણને દારૂ ન પીવો હોય તો પીઠાંવાળો શું કરે?

૧૧. વિવેકથી વિચારીએ તો સ્વરાજ્યની ચાવી આપણા ખીસ્સામાં જ રહેલી છે. આપણને દારૂનો છંદ વળગ્યો છે તે તજીએ. રેશમી બારીક કાપડનો શોખ છે તે સળગાવીએ. અનેક તરેહનાં પકવાનો ખાવાનો શોખ છે તે નાખી દઇએ. સર્વ સ્ત્રીને બહેન સમાન ગણતાં નથી શીખ્યા, ત્યાંસુધી આંખે પાટા બાંધીએ. જે જે વસ્તુઓ વિષે શાસ્ત્રકારોએ અણુગમો ઉત્પન્ન કરાવવા ઇચ્છયું છે તે તે વસ્તુના દોષ એવા આબેહૂબ ચિતર્યા છે કે તેનું મનન કરનારને તે તે વસ્તુ વિષે અણુગમો ઉપજે જ. પણ તેના કર્તા વિષે કેમ અણુગમો ઉપજાવાય? આપણે શું દારૂ બનાવનારને, પરદેશી રેશમ વણનારને, પકવાન્ન રાંધનારને, સૌંદર્યવાળી સ્ત્રીને બાળીએ, કે આપણા વિષયોને અને આપણને તેમાં લલચાવનાર વસ્તુઓને બાળીએ?

૧૨. પણ જે કપડાં બાળીને કાપડ છોડતાં ન શીખે, પણ કાપડના બનાવનારને ગાળો આપતાં શીખે, તે તો કપડાં ન જ બાળે. તેને તેમા કરવાનો અધિકાર નથી. આટલું કહ્યા પછી પણ જેઓ કપડાં બાળવાનું પસંદ ન કરતાં બહાર મોકલવાનો વિચાર કરે એ પણ સ્તુત્ય પગલું ભરશે. ત્યાગેલાના ઉપયોગ વિષે મતભેદ હોય તો જેમાં જેને રુચે તેમ તે કરે.

૧૩. હોળી એ હૃદયમાં સળગેલી હોળીની નિશાની હોય તો સારી છે. બાળક ફટાકડા ફોડીને રાજી થાય એમ આપણે હોળી સળગાવીને રાજી થયા હોઇએ તો તેથી શું મળે એમ છે? એમ હોય તો આ હોળી એ નકામો ભડકો છે, ખાલી ઉત્પાત છે. પણ જો એ હૃદયની હોળીની નિશાની હોય તો હું પૂછું છું કે પરદેશીકે મીલનાં કપડાં પહેરવાની કેમ હિંમત ચાલે?

૧૪. પણ હજુ હજારો પુરુષો અને સ્ત્રીઓ પરદેશી કપડાં પહેરે છે. સ્ત્રીઓને તો વળી અનેક તરંગો થયા કરે છે કે જે કપડાં આપણે આજ સુધી પહેર્યાં તે બાળીએ તો અપશુકન થાય. મેલ બાળવામાં શું અપશુકન હોઇ શકે? મેલને સંઘરવાનું બની પણ કેમ શકે? ધર્મને ઉંધી રીતે જોવાનું જ આ પરિણામ છે. ઘરનું સડેલું અનાજ કંઈ સંઘરી રખાતું નથી, તો જે પરદેશી કપડું આપણી ગુલામીની નિશાની રૂપ છે તે પણ કેમ સંઘરાય?



# ૨૦. વેપારીઓની સંકડામણ.



૧. [ પરદેશી કાપડનો વેપાર બંધ કરવાની વાત જ્યારે વિદેશી માલના વેપારીઓ આગળ મૂકવામાં આવે છે; ત્યારે તેઓ દલીલ કરે છે કે ] જે પરદેશી માલના વેચનારા છે તે પોતાનો માલ કયાં નાખે ? તે ભીખારી થઇ જાય તો દેશનું શું થાય ? તેને ચેતવણી મળવી ન જોઇએ ?

૨. જે પરદેશી માલનો વેપાર કરવો એ પ્રથમથી જ ખોટું હતું, તે વેપારની લાલચમાં પડીને તો આપણે ફસાયા, ગુલામ બન્યા, ખેડુતો ચાર મહિના કામ વિના રખડ્યા. દુષ્કાળને સારૂ જરા યે પૂંજી ન રહી. પરદેશી વેપારથી હિંદનું સત્યાનાશ વળ્યું. એવો વેપાર કરનારા શું કરે એમ પૂછાય જ નહિ. તેમણે શૂરવીર બનવું જોઇએ. સહુએ દેશહિત સમજવું અને દેશહિતને ખાતર સ્વાર્થત્યાગ કરવા તૈયાર થવું એનું નામ સ્વરાજ્યશક્તિ. તેઓએ આટલા દહાડા કેમ વેપાર કર્યો એ તેઓએ વિચારવું જોઇએ અને હવે છોડવામાં માથે આવતી અગવડ વેઠી લેવી જોઇએ.

૩. વળી પરદેશી કાપડનો નિકાલ કરવો મોટી વાત જ નથી. બહાર દેશાવરમાં પણ માલ ખપી શકે છે. કેટલોક માલ સામાન્ય રીતે બહારના કામનો નથી હોતો, પણ કંઇ ને કંઇ ઉપયોગ તે માલનો બહાર પણ થઇ શકે એ વાત વેપારીને બતાવવાપણું હોય જ નહિ.

૪. વેપારીને ભીખારી થવાપણું નથી, પૈસો હાથનો મેલ ગણ્યો છે. વેપારી આજે કમાય છે અને કાલે ગૂમાવે છે. પૈસા કમાવાની શક્તિમાં વેપારીનું રક્ષણ અને તેની નિર્ભયતા રહ્યાં છે. પૈસો આવે છે અને જાય છે. વેપાર કરવાની શક્તિ કાયમ રહે છે. એક વેપારમાં ખોનાર બીજો શોધી લે છે.

૫. વેપારી પરદેશી કાપડનો વેપાર છોડી ખાદીનો વેપાર શું નહિ કરી શકે ? સાઠ કરોડ રૂપિયાનું નવું કાપડ ઉત્પન્ન કરવું છે તે સાહસમાં હજારો

વેપારી પોતાની આજીવિકા નહિ મેળવી લે? 'શું કરશે?' એ તો આળસનું વાક્ય છે. જ્યાંસુધી પ્રજાના બધા અંગમાં સ્વદેશીની ભાવના તીવ્રપણે ઉત્પન્ન ન થાય ત્યાંસુધી બહિષ્કાર સફળ ન થાય તેથી વેપારીવર્ગને દેશને ખાતર પોતાના પરદેશી કાપડના વેપારનો ભોગ આપવાનો જોસ ચડવો જોઇએ.

૬. વેપારીને બહિષ્કારની ચેતવણી નથી મળી એમ કહેવું અજ્ઞાન વાક્ય છે. ચેતવણી તો સને ૧૯૨૦ ના સપ્ટેમ્બર માસથી મળી ગઇ છે. તેની ચર્ચા પણ ત્યારથી જ ચાલી છે, પણ વેપારીઓ સાવધાન નથી થયા. મહાસભાના ઠરાવો તો થયા કરે છે અને ભૂલાયાં કરે છે એટલે તેની દરકાર કોને? સમય બદલાયો છે એનું જ્ઞાન વેપારીને થયું નથી. એમાં દોષ કોનો? પરદેશી કાપડના ત્યાગની વાત સને ૧૯૨૦ ના સપ્ટેમ્બર માસથી બરોબર દરેક સભામાં મેં કરી છે.

૭. જેઓ અયોગ્ય ધંધા કરે છે, જેઓ પાપાચરણ કરે છે, જેઓ દંભ કરે છે, જેઓ વ્યસની છે, જેઓ વ્યભિચારી છે, જેઓ અંત્યજાદિનો દ્વેષ કરનારા છે, તેઓને જ્યારથી અસહકાર રૂપી આત્મશુદ્ધિનો યજ્ઞ શરૂ થયો, ત્યારથી જ ચેતવણી મળી ચૂકી છે. તેમાંની જે જે વાતની જરૂર જણાશે તે તે વાત ઉપર સમયાનુસાર ભાર મૂકાયા જ કરશે, પણ દુરાચાર, લોક-કલ્યાણ વિરુદ્ધ અર્થસંગ્રહ છોડવો જ જોઇએ એવી ચેતવણી તો બધાને મળી છે એમ માની જ લેવું જોઇએ.

૮. વળી વેપારીઓ કહે છે કે આટલો માલ છે તે તો વેચ્યે જ છૂટકો, પછી પરદેશી કાપડ નહિ લઇએ. આનો અર્થ કંઇ જ ન થયો એમ સહુ કોઇ જાણે છે. જે માણુસ ખીસ્સામાં પડેલી બીડી કે બાટલીમાં પડેલો દારૂ પીધા પછી બીડી કે દારૂ છોડવાનો વિચાર કરે તે કદિ છોડી શકે જ નહિ. પીનાર પોતાની પાસે રહેલાં બીડી કે દારૂ ફેંકી દે છે, ત્યારે જ મુક્ત થાય છે. પડેલો માલ વેચનારનો ભંડાર કોઇ દહાડો ખૂટે જ નહિ એવું બને છે. વળી વેપારી કહે છે કે અમે હમણાં ન વેચીએ તો અમને ખોટ જાય તે કોણ ભરે? આમ કહેવામાં અવિવેક છે. દેશને ખાતર એટલી સામાન્ય અગવડ પણ જે માણુસ ન સહે તેની પાસેથી શી આશા રખાય? ઘરાકી ન હોય,

બજાર મંદ પડે છે, લૂંટ થાય છે, ત્યારે નુકસાની કોણ ભરે છે? દેશહિતને ખાતર જે ત્યાજ્ય વેપાર છે એમ આપણને ખબર પડે છે, તેનો ત્યાગ કરવો એમાં શો આપભોગ છે એ જ હું તો નથી સમજતો.

૯. ખરૂં તો એ છે કે પરદેશી કાપડના બહિષ્કારમાં આપણને સ્વરાજ્ય સૂઝયું નથી અને જ્યાંસુધી પ્રજાનાં બધાં અંગમાં સ્વદેશીની ભાવના તીવ્રપણે ઉત્પન્ન ન થાય, ત્યાંસુધી બહિષ્કાર સફળ ન થાય અને ત્યાંસુધી સ્વરાજ્ય ન જ મળે. તેથી દેશને ખાતર પોતાના પરદેશી કાપડના વેપારનો ભોગ આપવાનો જોસ વેપારીવર્ગને ચડવો જોઇએ.

૧૦. અસહકારની લડત કંઈ વેપાર કે વેપારીઓની સામે નથી પણ વેપારને સારૂ છે. આજે વેપારીઓ સો રૂપિયાની પાછળ માત્ર પાંચ કમાય છે, અને બાકીના તેઓ બહાર મોકલે છે. આ લડત સફળ થયે વેપારીઓ સોએ સો રૂપિયા પોતે રાખશે, અથવા પાંચ પોતે રાખી પંચાણું ગરીબોના ઘરમાં રાખશે.

૧૧. વેપારીઓએ માત્ર નિર્ભય બનવાની જરૂર છે, થોડી શ્રદ્ધા રાખવાની જરૂર છે અને થોડું સાહસ ખેડવાની જરૂર છે. સરકાર કંઈ વેપાર કરાવે છે તેવું નથી. સરકાર તો ગુલામી અને બહુ તો દલાલી કરાવે છે. જો એક હિંદીને કરોડપતિ થવા દે છે તો તેની પાછળ યુરોપમાં સો કરોડપતિ બનાવે છે. આ સીધો હિસાબ જે વેપારી સમજે તે તો આ લડતમાં પૂરૂં ઝંપલાવે, અને જો વેપારીવર્ગ પોતાનો પાઠ પૂરો ભજવે તો લડતનો અંત વહેલો આવે અને તેઓ તથા દેશ શાંતિથી પોતાનું કાર્ય કરતા થઈ જાય.

૧૨. કાપડના વેપારીએ વધારેમાં વધારે હિમ્મત બતાવવાની રહી છે. વિલાયતી કાપડનો અને મીલના કાપડનો વેપાર છોડી તેઓએ વિશુદ્ધ ખાદીનો જ વેપાર કરવો જોઇએ. ખાદીનો વેપાર પણ પ્રામાણિકપણે ખૂબ ચાલી શકે છે, અને તેમાં સેંકડો પોતાની આજીવિકા મેળવે અને લોક–કલ્યાણ થાય. વેપારી સચ્ચાઇ ન જ જાળવી શકે એમ તો માનવાનું કારણ નથી જ. અનુભવથી વેપારીઓ જોશે કે જો તેઓ પોતાના લોભની મર્યાદા બાંધે તો તેઓને અસત્યનો આધાર લેવાની કશી જરૂર નહિ પડે.

૧૩. હિંદનું બળ જ વ્યાપારીવર્ગમાં સમાયેલું છે. તેટલું બળ તો લશ્કરમાં યે સમાયેલું નથી. લડાઇનું મુખ્ય કારણ જ વ્યાપાર છે, અને વ્યાપારીવર્ગના હાથમાં જ તેની ચાવી રહેલી છે. વ્યાપારીઓ નાણાં ભેગાં કરે છે, તેના બળે જ સૈન્ય ઉભું કરવામાં આવે છે. ઇંગ્લાંડ તથા જર્મનીનું બળ તેમના વ્યાપારમાં જ રહેલું છે. દેશની સમૃદ્ધિ તેના વ્યાપારીવર્ગ ઉપર જ નિર્ભર છે.

૧૪. વ્યાપારીઓમાં સાહસ, બુદ્ધિબળ તથા ધન હંમેશાં મોટા પ્રમાણમાં હોય છે, કારણકે તેના વિના તેમનો વ્યાપાર જ ચાલી શકે નહિ. આ ઉપરાંત તેમનામાં દેશદાઝ હોવાની ખાસ જરૂર છે. ધર્મને ટકાવી રાખવા માટે પણ દેશપ્રેમની જરૂર છે. ધાર્મિક ભાવનામાંથી ઉદ્ભવતો દેશપ્રેમ ઘણો જ દીપી ઉઠે છે, તેટલામાટે જ વ્યાપારીવર્ગમાં દેશપ્રેમ જગાડવાની અનન્ય આવશ્યકતા છે.

૧૫. અગાઉ કરતાં હાલમાં વ્યાપારીવર્ગ જાહેરજીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. દેશપ્રેમને કારણ વ્યાપારીઓ રાજદ્વારી બાબતોમાં આગળ પડતો ભાગ લે એ સ્વરાજ્ય મળ્યા સમાન જ છે. કેટલાકને આશ્ચર્ય થતું હશે કે તેથી સ્વરાજ્ય કેવી રીતે મળી શકે ! જો વ્યાપારીવર્ગ દેશપ્રેમની ભાવનાને બરાબર સમજી જાય તો સ્વરાજ્ય સત્વર પ્રાપ્ત થાય એમ મારો અન્તરાત્મા કહે છે. તેમ થાય તો સ્વરાજ્ય સ્વાભાવિકપણે જ આપણને મળી ગયું હશે.



# ૨૧. રેંટિયો.

૧. ગૃહસ્થને, સંસારીને હિન્દુસ્થાનમાં પાંચ યજ્ઞ આવશ્યક છે. ચૂલો, સાંબેલું, ઘંટી, બેડું અને રેંટિયો, આમાંથી જેટલું ઓછું તેટલી ઓછી બરકત. ખરું જોતાં મહાયજ્ઞ બે જ છે અને ત્રણ વચલા તે પેટાયજ્ઞ છે. ઘંટી, સાંબેલું અને બેડું એ ચૂલાને અંગે છે. ચૂલાની પ્રવૃત્તિ ન કરે તો ખાય નહિ, રેંટિયો ચલાવે નહિ તે પહેરે નહિ.

૨. જેઓ યજ્ઞ કર્યા વિના ખાય છે તે જેમ ચોર છે, તેમ જ જેઓ યજ્ઞ કર્યા વિના પહેરે છે એ ચોર છે. યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ એટલે આપભોગ, યજ્ઞ એટલે શારીરિક મહેનત. જે ચૂલો અને રેંટિયો ચલાવે છે તે બુદ્ધિપૂર્વક યજ્ઞ કરે છે. એવી પોષક મજુરી નથી કરતા તે છેવટે કંઈક પણ અંગકસરત કરી અન્ન પચાવે છે.

૩. યજ્ઞ કર્યા વિના જમે છે તે ચોરી કરે છે. આમાં યજ્ઞનો સીધો અર્થ તો એ જ છે કે માણસ મજુરી કરે તો ઝાડ ઉગે અને ઝાડ ઉગે તો વરસાદ આવે. લોક–કલ્યાણ અર્થે કરેલી શારીરિક મજુરી એ જ ખરો યજ્ઞ. પશુનો કે ફળાદિનો પણ ભોગ આપીને કરેલો હોય તે શુદ્ધ યજ્ઞ તો નથી જ. આવો સાર્વજનિક યજ્ઞ એક તો ખેતી છે. પોતાની મહેનતથી થયેલા પાકમાંથી ખેડુત થોડું જ ખાય છે. તેની મુખ્ય મહેનત જાણ્યે અજાણ્યે પણ લોકસંગ્રહ સારૂ છે. એ મહેનત બધાથી ન જ થઇ શકે તેને સારૂ શરીર મજબૂત અને ટાઢતડકામાં કામ કરતાં કસાયેલાં હોવાં જોઇએ. પણ રેંટિયો તો બધા ચલાવે. રેંટિયામાંથી માણસ ભલે પોતાનું ભરણપોષણ ન કરી શકે, પણ પ્રજાનું તો કરી શકે; એ સરસ શબ્દોમાં દાક્તર રૉય જેવા શાસ્ત્રીએ પણ બતાવી આપ્યું. અને જ્યારે હિન્દુસ્થાન પાયમાલ થવાની અણીએ આવેલું છે ત્યારે જે વડે દેશ ઠેકાણે આવી શકે તે રેંટિયો જ છે અને તેથી તે ખરો યજ્ઞ છે. 'આવા પ્રવર્તિત ચક્રને જે નથી અનુસરતો તે ખાલી પોતાના વિષયોને જ સારૂ, એટલે ફોકટ જીવે છે.' એ ચક્ર અત્યારે તો રેંટિયો જ છે. જ્યારે એ શ્લોક લખાયો ત્યારે ભલે રેંટિયાનું

ધ્યાન એ મહાકવિ અને ઋષિના મનમાં ન હોય, પણ કવિઓ અનન્ત કાળને સારૂ લખે છે અને તેમનાં કાવ્યોમાં તેઓએ ન કલ્પેલા એવા અર્થો સિદ્ધ થઈ શકે છે એ કાવ્યની પૂર્ણતા અને ખૂબી છે. સિદ્ધાંત રૂપે એવાં વાક્યો અવિચળ હોય છે. તેનાં ફળો અનેક છે. અને મારો એવો નમ્ર મત છે કે અમૂલ્ય અમૃતવચનોમાંથી આપણને અનેક સુન્દર ફળો ઉતારવાનો અધિકાર છે. કવિ અને કિંકર, માલિક અને મજુર, શેઠ અને નોકર, શેઠાણી અને દાસી બધાંએ લોક–કલ્યાણ અર્થે મજુરી તો કરવી જ જોઇએ. કરોડપતિ ભલે પોતાને સારૂ મજુરી ન કરે, રેંટિયો ન ચલાવે. પણ તેણે દેશને અર્થે, લોકને અર્થે તો રેંટિયો ચલાવ્યે જ છૂટકો. નહિ તો ગીતાવાક્ય પ્રમાણે તે ફોકટ જીવે છે.

૪. હવે કદાચ વધારે સમજાશે કે રેંટિયો છોડીને આપણે કેટલું પાપ કર્યું છે. એ નાજુક પણ પોષક પરિશ્રમ હિન્દુસ્થાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી; ત્યારે હિન્દુસ્થાન સુખી હતું, તન્દુરસ્ત હતું, તેજસ્વી હતું. આજે હિન્દુસ્થાન રેંટિયો છોડી દુઃખી, રોગી અને તેજહીન થયું છે.

૫. ચૂલો, રેંટિયો ઇત્યાદિ ઘરના શણગાર છે. રેંટિયો ગયા પછી હિન્દુસ્થાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે. આ વાક્યમાં કોઇ અતિશયોક્તિ ન માને. વાંચનારનું ઘર એવું ભલે ન હોય. પાણીની તંગીનો અર્થ એમ નથી હોતો કે કોઇને પાણી ન મળે, પણ બધાને ઓછું, ઘણાને બહુ ઓછું અને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટિયાની ગેરહાજરી છતાં છ કરોડ ઘરોમાંનાં ઘણાં ભલે ચાલે, પણ કેટલાંક તો જમીનદોસ્ત થયાં જ છે. જૂઓ ઓરીસ્સા અને ચંપારણ. તેમાંનાં ઘણાં ગામો ખંડિયેર છે. જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઇક ને કંઇક પ્રવૃત્તિમાં રોકાયેલાં રહેતાં તેમાંનાં એંશી ટકા, કેટલાંયે વર્ષો થયાં ચાર માસ કામ વિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય?

૬. ધાતુ એ તો દોલતની નિશાની માત્ર છે. મજુરી એ જ ખરો પૈસો છે. એંશી ટકા માણસ ચાર માસ કામ વિનાના રહે એટલે તેઓની ત્રીજો ભાગ કમાણી કરવાની શક્તિ ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપિયાનું કામ કરવાની

લાયકાત અને મરજી બન્ને વસ્તુ પોતાનામાં હોવા છતાં હિન્દુસ્થાન બે જ રૂપિયાનું કામ કરી રહ્યું છે; તેને બે રૂપિયાનું જ કામ મળે છે. આવો મુલક કેમ કંગાળ ન થાય?

૭. જ્યાંસુધી પરદેશી કાપડની લાલચ અને લત આપણને વળગી છે, ત્યાંસુધી આપણે રેંટિયો દાખલ કરવા અને દાખલ કર્યા પછી ચલાવવા અધીરા નથી થતા. જો આપણે પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા લઇએ, તો રેંટિયો ચલાવ્યે જ છૂટકો. આમ રેંટિયો અને પરદેશી કાપડનો બહિષ્કાર અરસ્પરસ નિકટ સંબંધ ધરાવે છે. જેની જરૂર ન હોય તેની ગરજ આપણે ઓછી રાખીએ છીએ. રેંટિયાની જરૂર ઉત્પન્ન કરવી એ આપણો ધર્મ છે. તે વિના હિન્દુસ્થાનની કંગાળિયત દૂર થાય જ નહિ. એવી અમૂલ્ય વસ્તુને છોડીને આપણે જે ભૂલ કરી છે, તેનું પ્રાયશ્ચિત્ત જેટલું કરીએ તેટલું ઓછું છે.

૮. જ્યાંસુધી ૧૯૦૦ માઇલની લંબાઇ અને ૧૫૦૦ માઇલની પહોળાઇવાળા વિશાળ ક્ષેત્ર પર પથરાયેલાં ૭,૫૦,૦૦૦ ગામડાંવાળા હિન્દુસ્થાનમાં રેંટિયો ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય, ત્યાંસુધી હિન્દુસ્થાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનું છું. ક્લાઇવના વખતમાં રેંટિયો આપણે ચલાવતા હતા તે વાત સાચી છે. તે વખતે આપણે પરાધીન નહોતા બની ગયા, પણ બનવાની શરૂઆત થઇ હતી. જેમ જેમ રેંટિયાનો ત્યાગ થતો ગયો, તેમ તેમ આપણે પરાધીન બનતા ગયા, અથવા આપણને અપંગ બનાવવામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને રસ વધતો ગયો.

૯. હિન્દુસ્થાનને કોઇ મફત રાંધી આપે તોપણ જેમ ઘરના ચૂલા કહાડી નાખવા પોષાય નહિ, તેમ જ રેંટિયો કહાડ્યો પોષાયો નથી. ‘ચૂલામાં કેટલી ઉપાધિ! ઘેર ઘેર ચૂલા, ઘેર ઘેર અગ્નિ એ કેટલો અનર્થ! દરેક ગૃહિણીએ સવાર પડી કે ધૂમાડો જ ખાવો એ કેટલો અત્યાચાર!’ એવી લલચાવનારી દલીલથી છેતરાઇ આપણે ચૂલા કહાડી નાખીએ અને ગામેગામ એક જ વિશીમાં રસોઇ કરી જમીએ તો? તો હિન્દુસ્થાનના બાળકો રવડે એને વિષે કોઇને પણ શંકા છે? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર કરે એ અનર્થવાદ છે. તેને અર્થશાસ્ત્રનું નામ પણ ન શોભે.

૧૦. જેમ આપણે ઘરમાંથી ચૂલો કહાડી નાખીએ, તો આપણા ગૃહસ્થાશ્રમ ઉપર પાણી ફરી વળે અને સ્ત્રીઓ વંઠી જાય, તે જ પ્રમાણે રેંટિયા વિના પણ વંઠી જવાય.

૧૧. [ રેંટિયામાં જેમ આપણને આર્થિક સ્વતંત્રતા આપવાની શક્તિ રહેલી છે, તેમ તેમાં રાજકીય સ્વતંત્રતા પણ આપવાની તાકાત છે જ. ] હજુ લોકોને તદ્દન સ્પષ્ટ નથી દેખાયું કે એક અણઘડ ગામડિયો સુતાર પણ ઘડી શકે અને જેને એક નિર્દોષ કુમળી કુમારિકા સહેજે ચલાવી શકે એવા યંત્ર વડે સ્વરાજ્યપ્રાપ્તિ સંભવે છે. એમ છતાં મારી ખાત્રી દહાડે દહાડે થતી જાય છે કે તે જ યંત્ર વડે હિન્દુસ્થાન સ્વરાજ્ય લેશે, તે વિના નહિ જ.

૧૨. સ્વરાજ્યની તાલીમ એ આપણી પ્રાથમિક તાલીમ છે. બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ, બધી વર્ણનાં, બધા ધર્મનાંને એ તાલીમ આપવાની રહી છે. તેમાં અક્ષરજ્ઞાનની જરૂર નથી. આપણે આ રાક્ષસી રાજ્યનો નાશ કરવો છે, તે રાજ્યમાં આપણું શ્રેય નથી. તેનો નાશ કરવાનું સાધન શાંતિમય અસહકાર છે. અસહકાર એટલે આપણા બધામાં સહકાર. આપણામાં સહકાર એટલે આપણામાં સ્વતંત્ર થવાની ઇચ્છા અને શક્તિ. આ ઇચ્છા પાર પાડવાની શક્તિ મેળવવાનું મોટામાં મોટું સાધન રેંટિયો છે. આટલું જ્ઞાન સહુ કોઇને થોડા સમયમાં આપી શકાય છે.

૧૩. રેંટિયાથી તે સરકાર કઇ રીતે ચાલી જવાની એ પ્રશ્ન પૂછાયા છે. એનો જવાબ એ છે કે રેંટિયા દેખીને સરકાર નહિ ચાલી નિકળે, પણ એ ૨૦ લાખ રેંટિયા ધારી મુદતમાં ચાલતા કરી મૂકીને તમે જે શ્રદ્ધા દુનિયાને દેખાડી દેશો તે શ્રદ્ધા જોઇને સરકાર શરણ આવશે. એ આપણી શક્તિનું માપ છે. તમે આટલું કરી બતાવશો તે વખતે જગત્ જાણી લેશે, સરકાર સમજી ગઇ હશે કે તમે શ્રદ્ધાળુ છો, તમે સ્વરાજ્ય સાચે જ લેવા માગો છો. તે વખતે આપણે સિપાઇઓને હથિયાર મૂકવાનું કે પ્રજાને કર નહિ આપવાનું કહેવાપણું રહ્યું નહિ હોય. જ્યાંસુધી હિંદુસ્થાનને એ શ્રદ્ધા નહિ આવે, ત્યાંસુધી રેંટિયો એ જેટલી સહેલી વસ્તુ છે, તેટલી જ મુશ્કેલ છે. રેંટિયો પૂરેપૂરો દાખલ થયો હશે તે વખતે હિંદુસ્થાનમાં એક પણ માણસ ભૂખે નહિ મરતો હોય, ઓરતોને કમાવા માટે લાજ લૂંટાવવી પડતી નહિ હોય; તે વખતે હિદુસ્થાનમાં ધર્મરાજ્ય હશે, રામરાજ્ય હશે, ખુદાઇ રાજ્ય હશે.

૧૪. રેંટિયાથી કે અસહકારથી ઈંગ્લાંડને કશું નુકસાન હું માનતો જ નથી. એ બન્ને આત્મશુદ્ધિનાં સાધન છે. તે આપણને તેમ ઈંગ્લાંડને પાવન કરનારાં છે. દારૂની દુકાનો બંધ કરવાથી પીનારને કે વેચનારને જેમ આપણે નુકસાન માનીએ તેમ જ અસહકાર અને રેંટિયા વિષે. વળી હું ઘર બાળીને તીર્થ કરવા નથી ઇચ્છતો. જેમ હું પરદેશને નુકસાન ન પહોંચાડું તેમ મારા દેશને પણ નુકસાન ન થવા દઉં. જેમ માંચેસ્ટરનો વેપાર હિન્દને નુકસાનકર્તા છે તેથી ત્યાજ્ય છે, તેમ જ હિન્દુસ્થાનનો ચીનની સાથેનો અફીણનો વેપાર ચીનને નુકસાનકર્તા હોઇ હું ત્યાજ્ય સમજું છું. કોઇ ગેરલાભ ઉઠાવતા હોય તે આપણે આપણા શાંત પ્રયત્નથી દૂર કરીએ, તેથી સામેનાંને નુકસાન હોય જ નહિ.

૧૫. [આ કારણને લીધે હિંદની આઝાદી અને મુક્તિ, હિંદી સરકાર અને બ્રિટિશ સરકારની આત્મશુદ્ધિ અને જગતની શાંતિ હું રેંટિયામાં નિરખી રહ્યો છું, અને તેથી જ તેના પ્રચારકાર્ય ઉપર હું પહેલેથી ભાર મૂકતો આવ્યો છું.]

૧૬. [એક ક્ષણ પણ ગૂમાવ્યા વગર હિંદમાં રેંટિયાના પ્રચારકાર્યમાં] આપણે આપણા સુતાર, લુહાર, મોચી, ખેડુત વિગેરેને કાર્યમાં પરોવવા જોઇએ. સ્વામીનારાયણનું મંદિર કારીગરોએ મફત બાંધ્યું. ધનિક માણસોએ તેને સારૂ ધન આપ્યું. સ્વરાજ્યમંદિર સ્વરાજ્યના ભક્ત કારીગરો કેમ મફત ન બાંધે ? મજુર પોતાની મજુરીનું દાન આપે અને પૈસાદાર પોતાના પૈસાનું. આવી ભાવના ઉત્પન્ન કરવા સારૂ થોડા જ માણસોની જરૂર છે, પણ તે પ્રામાણિક સેવક હોવા જોઇએ.

૧૭. અત્યારે હજુ બધી પ્રવૃત્તિ અપંગવર્ગમાં જ ચાલી રહી છે. મારો ખાસ વિશ્વાસ છે કે આપણે શિક્ષિતવર્ગ ખરૂં સ્વરાજ્ય મેળવવા અપંગ બની ગયા છીએ. આપણને ખબર પડી ગઇ છે કે સ્વરાજ્ય વાતોથી, ભાષણોથી, અરજીઓથી, વિલાયતનાં ડેપ્યુટેશનોથી ન મળે; પણ સ્વરાજ્યમાં સ્વધર્મ રહ્યો છે, સ્વરાજ્ય બહાદુરીથી અને યજ્ઞથી જ મળે, એમ તો હજુ માનતા થવા લાગ્યા છીએ. હવે આપણે તે માન્યતાને વ્યાપક કરવાની રહી. એ માન્યતા જે દહાડે વ્યાપક થાય તે દહાડે સ્વરાજ્ય છે.

૧૮. પણ આ લેખનો વિષય તો રેંટિયો છે. સ્વરાજ્ય મેળવવું એટલે રેંટિયો દરેક ઘરમાં દાખલ કરવો અને તે વડે સૂતર કંતાવવું.

૧૯. રેંટિયો મારી પાસેથી મગાવવાને બદલે બધાએ તે પોતાના ગામમાં પેદા કરાવી લેવો જોઇએ.

૨૦. આપણે ડરીએ છીએ, આપણે અજાણ્યા છીએ, તેથી રેંટિયો શોધતાં વખત જાય છે. હિંદુસ્થાનમાં ખૂણેખાંચરે બધા પ્રાંતોમાં રેંટિયો પડ્યો છે. દરેકે પોતપોતાના ગામમાં અને લત્તામાં શોધ કરી લેવો જોઇએ. મળી આવે તો સુતારને શોધી લેવો જોઇએ. કદાચ તેને જ્ઞાન હશે. છેવટે ન જ મળે તો એક નમૂનો મગાવી તે પ્રમાણે બીજા બનાવડાવવા જોઇએ.

૨૧. પણ રેંટિયો મળ્યે જ કંઇ સૂતર કંતાવાનું નથી. તે તો પ્રથમ પગથિયું છે. રૂની પૂણી જોઇએ, તેને સારૂ પીંજારાને શોધી લેવો પડશે, તેને વિનવવો પડશે. તેને પણ સ્વરાજ્યનો પાઠ દેવો પડશે.

૨૨. રેંટિયો દાખલ કરવાનો અર્થ એટલો જ નથી કે તે બધાં કુટુંબમાં દાખલ થયો એટલે પત્યું. ખરો અર્થ તો એ છે કે તે બરોબર ચાલે અને તે કુટુંબ ખાદી પહેરતું થઈ જાય. દરેક રેંટિયો ઓછામાં ઓછો ચાર કલાક ચાલવો જોઇએ. એક કલાકના આપણે ઓછામાં ઓછા ત્રણ તોલા ગણીએ અને તે પ્રમાણે દરેક રેંટિયા દીઠ સૂતર દરેક ગામમાં નિકળવું જોઇએ. ત્યારે રેંટિયો ચાલે છે એમ ગણાય. પ્રજાનું આળસ છોડવાની આ વાત છે; દરેક જણે પ્રજાને છોડાવવામાં ફાળો ભરવાની વાત છે. તે કંઈ કેવળ રેંટિયા બનાવ્યે જ થઇ જવાનું નથી.

૨૩. ખેતરની મજુરીને સારૂ કસાયેલું શરીર જોઇએ. રેંટિયો તો નાજુક બહેનની બાળા પણ ચલાવી બે આના દહાડાના પાડવા ઇચ્છે તો પાડી શકે. જે અસર રેંટિયાની લોકો ઉપર પડતી જાય છે તે અસર અસહકારના બીજા એકે અંગની લોકો પર નથી પડી. કેટલાક તો રેંટિયાને બરકત આપનારી વસ્તુ તરીકે પૂજતા થઈ ગયા છે. રેંટિયો એક એવી વસ્તુ છે કે જે હિંદુ–મુસલમાન બધા વર્ગમાં પ્રિય અને સામાન્ય થઇ રહેલી છે.

૨૪. ખરાબ રેંટિયા વેચાય છે તેમાં ભય રહેલો છે ખરો, કેમકે જો ન કંતાય એવા, અથવા ઘણું ઓછું કંતાય એવા, અગર તો તરત તૂટી જાય એવા રેંટિયા વેચાય તો રેંટિયાનો અણગમો ફેલાવાનો સંભવ બહુ રહ્યો છે, પણ મારી ઉમેદ છે કે આનો ઉપાય થોડી મુદતમાં થઇ શકશે. રેંટિયાના અખતરા ચાલી રહ્યા છે. રેંટિયા જાણનાર જેમ વધતા જશે, તેમ તેમ ખરાબ રેંટિયા વેચાતા બંધ થઇ જશે. જેમ સોનાની કસોટી કહાડવાને ધર્મનો કાંટો મુંબઇમાં રહે છે, તેમ રેંટિયાને સારૂ પણ જો કંઇ કસોટી કહાડી શકાય તો કહાડવી એ હું વિચારી રહ્યો છું. દરેક સારી વસ્તુઓનો પ્રચાર એમ જ વધે છે. જેમ ટાઇપરાયટર, સીવવાના સંચા આદિને વિષે આપણે જાણી શકીએ છીએ, તેમ જ રેંટિયાનું પણ આપણે થોડી મુદતમાં કરી શકીશું એવી મારી ઉમેદ છે. રેંટિયાની ઉપર લોકોનો વિશ્વાસ એટલો બધો વધતો જાય છે કે હું માનું છું કે થોડા સમયમાં સારા, મજબૂત અને સસ્તા રેંટિયા આપણે હિંદુસ્થાનના બજારોમાં જોઇશું. દરમિયાન જ્યાં જ્યાં રેંટિયાની પ્રવૃત્તિ ચાલી રહી છે, ત્યાં ત્યાં કાર્યવાહકો પોતે રેંટિયા સારા કોને કહેવા અને નઠારા કોને કહેવા તે જાણી લે તો વધારે સારૂં. આટલી પરીક્ષા તો હું અહિં જ લખી નાખું.

(૧) રેંટિયાનું ચક્ર અવાજ વિના અને અટક્યાં વિના ચાલવું જોઇએ.

(૨) રેંટિયાના દરેક ભાગ મજબૂત બેઠેલા હોવા જોઇએ.

(૩) ચક્રને ચલાવવાનો હાથો ખસી જાય એવો ન હોવો જોઇએ.

(૪) રેંટિયાની ત્રાક અવાજ વિના ફરવી જોઇએ. આમ થવા સારૂ ચમરખાં ઘાસનાં કે ચામડાનાં હોવાં જોઇએ.

(૫) રેંટિયા વડે એક કલાકે સારા કાંતનારને હાથે ઓછામાં ઓછું અઢી તોલા સૂતર નિકળવું જોઇએ. છેલ્લી શરત ન પાળે એટલે કે એક કલાક સુધી જે રેંટિયો એ રીતે ન ચલાવી શકાયો હોય તે રેંટિયો પાસ ન જ કરવો જોઇએ.

૨૫. ચોમેર એક જ પ્રકારના રેંટિયા, એક જ જાતની ક્રિયાઓ વિગેરે જેમ જેમ જોતો જાઉં છું, તેમ તેમ ખાત્રી થતી જાય છે કે હિંદુસ્થાન પૂર્વે એક જ પ્રજા હતું અને હિંદુસ્થાનના રહેવાસીઓને એ એકપ્રજાત્વનું ભાન હતું.

# ૨૨. પ્રચાર.



૧. એક સવાલ પૂછવામાં આવ્યો હતો કે ‘ હવે સ્ત્રીપુરુષો વધારે ખાદી ન વાપરે, બન્ને કાંતે-વણે નહિ તો શું કરવું ? ’ આનો ઉત્તર સીધો છે. આપણે પૂછનાર પોતે કાંતીએ-વણીએ છીએ ? જો બીજાને સમજાવવા જવાપણું ન રહે તો આપણે પોતે કાં આપણી દરેક ક્ષણ પીંજવા, કાંતવા, વણવાને જ શાસ્ત્ર બનાવવામાં, તેમાં જ કુશળતા મેળવવામાં ન ગાળીએ ? આપણે એવું કેમ ન માનીએ કે આપણી પરિપૂર્ણતામાંથી આપણે બીજાને પરિપૂર્ણતા શીખવીશું ? વાડની ઓથે જ વેલો ચડે છે. દરેક જીલ્લામાં શુદ્ધ પીંજવાનું, વણવાનું, કાંતવાનું કામ જાણનારા સો શાસ્ત્રીઓ આપણી પાસે નથી, છતાં સ્વદેશી નથી ચાલતું અથવા તેમાં લોકોને રસ નથી પડતો એમ કહેવું નિરર્થક છે. સોની પાછળ આપણે લાખ પેદા કરી શકીશું. એક પણ નહિ હોય તો ? દરેક પોતે સ્વદેશીમાં પૂર્ણતા મેળવે અને બીજાને દે, તેથી સ્વદેશી આપોઆપ દરેક જગ્યાએ વ્યાપક થશે અને પ્રયત્ન કરવા છતાં પણ આપણને સફળતા નહિ મળે, તો આપણે જાણીશું કે આપણે હજુ લાયક નથી બન્યા. જ્યારે કરીશું ત્યારે આપણે કામ તો એ જ કરવાનું રહેશે.

૨. [ ખાદીની ઉત્પત્તિ અને પ્રચારકાર્યમાં રહેલું બળ પરદેશી કાપડ પ્રત્યેના તિરસ્કારમાંથી તો ન જ વહેવું જોઇએ, કારણકે તિરસ્કારમાંથી બૉયકૉટની ક્ષણિક ભાવના ઉદ્દભવે એ તદ્દન શકય છે. ] બૉયકૉટ એ મિથ્યા છે, છતાં જેટલે અંશે બૉયકૉટમાં સ્વદેશીનું તત્ત્વ સમાયેલું છે તેટલે અંશે તો લાભ થશે જ. કોઇ માણસ ગુસ્સામાં આવીને અપવાસ કરે છે, તો તે અપવાસનો થોડો શારીરિક લાભ છે તે તો તેને મળી રહે છે. તેમ બૉયકૉટ રૂપે ગ્રહણ કરેલા સ્વદેશીનો લાભ પ્રજાને મળશે જ. જો આપણે યુરોપના માલને ત્યાગીને જાપાનનો લેતા જઇએ તો જરૂર ઓલામાંથી નિકળીને ચૂલામાં પડવા જેવું થાય.

૩. ત્યારે સ્વદેશીનો ખરો પ્રચાર શાથી થાય? એ વિચાર સ્વદેશી ચાહનારને થવો જ જોઇએ. મીલોમાં બનતું કાપડ વધારે વાપર્યે થાય, એવો ખ્યાલ જો કોઇને રહેતો હોય તો એ ભૂલ છે. હિંદુસ્થાનમાં આપણી હાજતજોગો સ્વદેશી માલ તૈયાર થતો જ નથી. એટલે મીલનો માલ વાપરી આપણે સંતોષ માનીએ તો ગરીબને ભાગે જે માલ આજે આવે છે તે આપણે લીધો અને તે માલની કિંમત વધારી દીધી. આમ ન થવું જોઇએ છતાં આપણને સ્વદેશીની દુકાનો તો ગામડે ગામડે જોઇશે તેમાં પણ શક નથી. કેમકે આજ તો સ્વદેશી કાપડ વાપરનારને સામાન્ય દુકાનોમાં જોઇતો માલ મળી નથી શકતો. પણ મુખ્ય વાત એ છે કે જે માણસ એક વાર જેટલું પણ સૂતર કે કાપડ પેદા કરે છે તે જ સ્વદેશીને ખરું ઉત્તેજન આપે છે. જો નવી મીલો ફુંક મારતાં પેદા થતી હોય તો તો આજે જ એક પ્રકારનું સ્વદેશી તો વ્યાપક કરી શકાય, પણ મીલો સ્થાપતાં તો વખત જોઇએ જ. ફુંક મારીને તો હાથે સૂતર કાંતી શકાય એમાં શક નથી. એક વાર સૂતર કાંતવાનું દરેક સ્ત્રીપુરુષ એક દિવસમાં શીખી શકે.

૪. સૂતર કાંતતી સેંકડો બહેનો થઇ ગઇ છે, પણ તેનાં કપડાં પહેરનાર સ્ત્રીપુરુષો નથી મળતાં. જ્યારે પૂરતા જથ્થામાં ખાદી નહોતી મળતી, ત્યારે હાથનું કાંતેલું સૂતર પ્રથમ શોધતાં તો ઘણી મુસીબત પડતી હતી. હવે હાથનું કાંતેલું સૂતર એટલું થવા લાગ્યું છે અને ખાદી એટલી થઇ પડી છે કે તેનો પૂરતો ઉઠાવ નથી થતો.

૫. ત્યારે ખાદીનો અણગમો કેમ દૂર કરી શકાય એ પ્રશ્ન નવું કાપડ ઉત્પન્ન કરવા જેટલો અગત્યનો થઇ પડ્યો. આપણે ખાદીના કરતાં બારીક હાથના સૂતરનું કાપડ એકાએક નહિ કહાડી શકીએ. લાખો બહેનો ખાદીને લગતું જ સૂતર કાંતશે.

૬. જેઓ અસહકારના દરેક અંગને ન સમજી શકે અથવા સમજતાં છતાં તેનું પાલન કરવાની જેનામાં શક્તિ ન હોય, તેઓ પણ સ્વદેશીધર્મનું તો પાલન તરત કરે. હું જાણું છું કે કેટલાક શરમને માર્યે પરદેશી કપડાંનો ત્યાગ નથી કરતા અને કેટલાકને રેશમી કપડાંનો અને બારીક મલમલનો એટલો બધો શોખ થઇ ગયો છે કે તેઓ ખાદીને જોઇને જ

માં મરડે છે. જેઓ પોતાના દેશની વસ્તુનો આવો તિરસ્કાર કરે એ દેશમાં જન્મ્યા છતાં પરદેશી થઇ જાય છે. તેમાં યે જેઓ સ્વદેશી વસ્ત્રનો-બ્હેનોએ કાંતેલા જાડાપાતળા સૂતરનાં વણાયેલાં કપડાંનો-ત્યાગ કરે તેઓ તો દેશના દ્રોહી જ બન્યા ગણાય.

૭. ત્રિશ કરોડના દુઃખ-સુખમાં તમારો ભાગ રહ્યો જ છે. ત્રિશ કરોડની વસ્તીમાંથી એક પણ ભાઇને માત્ર હાડચામ જ હોય અને એક પણ બહેનને ધંધો ન મળવાથી પોતાની પવિત્રતા વેચવી પડતી હોય, લૂંટાવી દેવી પડતી હોય, ત્યાંસુધી તમારે, મારે, બધાએ શરમાવું રહ્યું છે. તેથી હું ઉમેદ રાખું છું કે બધી કોમો જેમાં સ્વદેશીની બૂજ હજુ જાણવામાં ન આવી હોય તેઓ તરત જાણતા થઇ જશે અને તવંગર કે ગરીબ બધાં ઘરોમાં રેંટિયો અને ખાદી દાખલ થઇ જશે અને કોઇ ખાદી પહેરતાં શરમાશે નહિ એટલું જ નહિ, પણ ખાદીને ખરો શણગાર માનશે.

૮. [ ખિલાફત, પંજાબ અને સ્વરાજ્યના પ્રશ્નનો ફેંસલો આપણા લાભમાં થાય, ત્યારે પણ આપણે ખાદી નથી ત્યજી શકતા. ] ખિલાફતનો ફેંસલો ન્યાયને ધોરણે કરવામાં આવે, તોપણ મુસલમાનો યુરોપનો માલ વાપરી શકતા નથી. વળી યુરોપનો માલ જ ન વાપરવો એટલું બસ નથી, પણ પરદેશી એટલે જાપાનનો માલ પણ ન જ વાપરી શકાય. સ્વદેશીની ચળવળ હંમેશાંને સારૂ છે. યુરોપ આપણને ગમે તેટલો ન્યાય આપે તોપણ હિન્દુસ્થાનને સંપૂર્ણ ઇન્સાફ મળવાને ખાતર હિન્દુસ્થાનમાં બનતી વસ્તુઓ જ વાપરવાનો આપણો ધર્મ છે, તેથી રેંટિયાની અને સાળની પ્રવૃત્તિમાં જ સ્વદેશીની ઉન્નતિ રહેલી છે. લાખો મુસલમાન ભાઇઓએ કાંતવાનું મૂકી દીધું. લાખો મુસલમાન વણકરોએ વણવાનું છોડી દીધું. હિન્દુ અને મુસલમાન સ્ત્રીઓ, હિન્દુ અને મુસલમાન વણકરો જો કાંતવાનું અને વણવાનું હાથમાં લે તો થોડી મુદતમાં હિન્દુસ્થાનને જોઇતું બધું કાપડ હિન્દુસ્થાનમાં પેદા થઇ શકે. પણ જ્યાંસુધી પુરુષો રેંટિયા નહિ લાવી આપે અને પીંજારાની પાસે રૂ પીંજાવી પૂણીઓ નહિ બનાવડાવી આપે, ત્યાંસુધી સ્ત્રીઓ શું કરી શકશે ? તેથી હું ઉમેદ રાખું છું કે દરેક ગામમાં જુજ મહેનત કરનારા પણ કાળજી રાખનારા થોડાએક

પુરુષો નિકળી પડશે કે જેઓ રૂ મેળવી, પીંજાવી, પૂણીઓ કરાવી જે સ્ત્રીઓ કાંતવા તૈયાર હોય તેઓને આપશે. આ કાર્યમાં ક્યાં યે ખોટ નથી. કાઠિયાવાડના એક ગામના સ્ત્રીપુરુષો કાંતે છે, વણે છે એટલું જ નહિ, પણ ત્યાં જ પેદા થયેલું કપડું મુખ્યત્વે વાપરે છે, અને વાપરતાં છતાં વધ્યું હોય તો તે બીજાં ગામોમાં મોકલાવે છે. તે ગામમાં ભૂખમરો છે નહિ, હોઇ શકે નહિ. આવી વ્યવસ્થા દરેક ગામમાં અલ્પ પ્રયાસથી થઇ શકે તેમ છે.

૯. જૂદા જૂદા ગામના સ્ટોરોએ (વેચાણમાં) પરસ્પર સ્પર્ધા કરવાની નથી, પરન્તુ સ્વદેશી કાપડ બનાવવા પર ખાસ લક્ષ આપવું જોઇએ. આ હેતુ માટે ઘેર ઘેર સ્વયંસેવક મોકલી લોકોને રૂ પૂરૂં પાડો અને તેનું સૂતર અને કાપડ રોકડથી લેવા માંડો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ આ જ રીતથી હિન્દુસ્થાનમાં પગપેસારો કર્યો હતો. આપણા દેશી ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવાને ઇસ્ટ ઇન્ડિયા કંપની કરતાં પણ વધારે વ્યવસ્થાશક્તિ, ખંત અને કરકસર—વાણિયાબુદ્ધિ—વાપરવી જોઇશે. મને આશા છે કે આ નવા સાહસથી દેશોદયના આધાર રૂપ સ્વદેશીનો વિજય થશે.

૧૦. જ્યાં જ્યાં ખાદીનો ભરાવો છે, ત્યાં ત્યાં તેનો ઉપાડ તરત કરી નાખવાની મારી સહુને ભલામણ છે. જ્યાં નથી પેદા થતી ત્યાં પેદા કરતા થઈ જવું જોઇએ. [ અને પેદા કરેલી ખાદીનો પ્રચાર કરવા ઉપર લક્ષ આપવું જોઇએ, પરંતુ] પરદેશી કાપડનો મોહ ન ઉતરે અને ખાદીનો પ્રચાર થાય એ હું અસંભવિત સમજું છું. જ્યાં જ્યાં સામાન્ય સ્વતંત્ર વર્ગ જાય છે તેવી જગ્યાઓમાં હું જરૂર ખાદીના જ ઉપયોગની આશા રાખું.

૧૧. ખાદીના ઉપયોગ ક્યાં ઓછા છે? ખાદીના ટુવાલ થાય, ખાદીની ખોળ થાય, ખાદીના ઓછાડ થાય, ચોફાળ થાય, ખાદીનાં દફતર થાય, તેની ઝોળી થાય, ઘોડિયાંમાં ખાદી વપરાય, ખાદીની જાજમ થાય. ખાદીનો ઉપાડ નથી થતો એવું જ્યારે હું સાંભળું, ત્યારે ઘીને મેલી ચરબી લેવા જનારનો દાખલો મને યાદ આવે. હિંદુસ્થાનમાં જો ઘીનો ખપ બંધ થાય તો ખાદીનો થવો જોઇએ. ખાદીનો ઉપયોગ ચલણી નાણા જેવો ન થાય, ત્યાંસુધી સ્વરાજ્યનો અર્થ જ આપણે સમજતા નથી એમ કહેવાય.

૧૨. પરંતુ એટલું યાદ રાખવાનું કે જેમાં હાથે કાંતેલા સૂતરનો પ્રયોગ થયો છે તે ખાદી હું પવિત્ર ગણું છું, એટલે એ નાખી દેવાની વસ્તુ નથી. અને જ્યાં જરૂરિયાત જ નથી, ત્યાં ખાદી વપરાય તો દેશને નુકસાન થાય. ખાદીનો સદુપયોગ તો ત્યારે જ થયો ગણાય કે જ્યારે આપણે જ્યાં જ્યાં ઝીણાં વસ્ત્રનો, પરદેશી વસ્ત્રનો કે દેશી મીલનાં વસ્ત્રનો ઉપયોગ કરતા હોઇએ, ત્યાં ત્યાં ખાદીનો ઉપયોગ કરતાં થઇ જઇએ, તો જ હિંદુસ્થાનમાં કપડાની ત્રુટિ છે તેને આપણે પહોંચી વળવાના. એટલે નિયમ તો એ છે કે જેઓ અનેક પ્રકારનાં જૂદાં જૂદાં કપડાં પહેરે છે તેઓએ કપડાંની હાજત ઘટાડવી, એટલે કપડાં ઉપરનો બોજો ઓછો થાય અને જોઇતાં કપડાંમાં પણ જ્યાં જ્યાં બની શકે, ત્યાં ત્યાં ખાદીનો જ ઉપયોગ કરવો. આથી ગરીબ લોકોને કપડું મળી શકશે, અને કપડાંમાં વપરાતા પૈસાનો વધારે સારો ઉપયોગ થશે, કેમકે તે પૈસો બે ચાર જણાને મળવાને બદલે હજારોમાં વહેંચાશે. ઉત્પન્ન કરવું એટલું જ બસ નથી, ઉપયોગ કરવો એટલું જ બસ નથી, પણ બન્નેમાં વિવેકબુદ્ધિ હોવી જોઇએ. ઉત્પન્ન એવી રીતે કરવું, જેથી તેનો લાભ વધારેમાં વધારે સંખ્યાને મળે, અને ઉપયોગ પણ એવી રીતે કરવો કે જેથી તેનો પણ લાભ વધારેમાં વધારે સંખ્યાને મળી શકે. આ અર્થશાસ્ત્રનો સરળ નિયમ છે. તેનો જ્યાં ભંગ થાય છે, ત્યાં જ ભૂખમરો હોઈ શકે.

૧૩. સ્વદેશીની પ્રવૃત્તિને આપણે દિનપ્રતિદિન જોસભેર ચલાવીએ અને જ્યાંસુધી આપણને જરૂરી બધી જ હાથકંતામણની ખાદી આપણે હાથે જ પેદા કરતા થઈ જઈ પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર પાર ઉતારીએ નહિ, ત્યાંસુધી જંપીએ નહિ.

૧૪. એકે દિવસ ગૂમાવ્યો આપણને પોષાય તેમ નથી, એ વાત સતત આપણી આંખ આગળ રહેવી જરૂરી છે. આપણા પ્રાંતમાંનાં દરેક ઉમ્મરે પહોંચેલાં સ્ત્રીપુરુષ પાસે આપણે પહોંચી જવું જોઇએ અને તેમને મહાસભામાં જોડાવાની તક કરી આપવી જોઇએ. આપણે તો સમજણાં છોકરાંછોકરીઓને પણ દરેકને સ્વરાજ્ય ફાળામાં ભળવાનો રસ્તો કરી આપવો જોઇએ, અને દરેકે દરેક કુટુંબમાં રેંટિયાનો પ્રાણદાયી સંદેશો

પહોંચાડી દેવો જોઇએ. ગરીબમાં ગરીબ પ્રાંતને પણ આ કાર્યક્રમનો પોતાનો હિસ્સો ભજવવામાં અંદેશો આણવાનું કારણ નથી. મારા ધારવા મુજબ હિન્દુસ્થાનમાં ઓરિસ્સા પ્રાંત સૌથી ગરીબ છે. ત્યાંના કાર્યકર્તાઓ જોડે મારે જ્યારે આ કાર્યક્રમ ઉપાડી લેવા વિષે વાત થઇ, ત્યારે તેઓએ વગર આનાકાનીએ પોતાનો હિસ્સો આપવા હા પાડી.

૧૫. હું તો એટલે સુધી સૂચવું કે દરેક પ્રાંતના કાર્યકર્તાઓએ પોતપોતાને ત્યાંના કારીગરવર્ગના મુખીઓની જોડે નિર્મળમાં નિર્મળ પ્રેમ અને સેવાનો નાતો બાંધી દેવો. સુતાર, લુહાર, ધોબી, કડિયા, ભંગી, મોચી, ચમાર, સૌ કોઇને આપણે આપણી પ્રવૃત્તિમાં રસ લેતા કરી મૂકવા જોઇએ. સ્વરાજ્યની અગત્ય કંઇ તેમને નિશાળે બેસાડીને શીખવવી પડે એમ નથી. સ્વરાજ્ય જોડે રેંટિયાનો સંબંધ તો તેઓ સાનમાં સમજી જાય એમ છે. આપણાં હજુ આજે પણ હયાતી ભોગવતાં ન્યાતબંધારણો જે આપણાં સાચાં મહાજનો છે, તે દ્વારા આપણે એકેએક ન્યાતને અને પ્રત્યેક સ્ત્રીપુરુષને સહેલાઇથી પહોંચી શકીએ છીએ.

૧૬. મેં બનાવેલી રોટલી હું ન ખાતાં વેચું અને બજારની રોટલી લાવી હું ખાઉં એના જેવો ઉલટો ન્યાય કયો હોઇ શકે? મારાં કસબની કિંમત મારી પાસે જ નહિ?

૧૭. જેમ ટીપે ટીપે સરોવર ભરાય તેમ બબ્બે પૈસાનો વધારો દરેક જણની કમાણીમાં થાય તેનું પરિણામ કેવું આવે એ તો અનુભવે જણાય. બે પૈસાનું પોસ્ટકાર્ડ, મીઠાના એક રૂપિયા ઉપર ધારો કે બે પૈનો કર, રેલ્વેની મુસાફરીમાં માઇલ દીઠ સાડાત્રણ કે ચાર પૈ ભાડું—આમાંથી સરકારનું પોષ્ટખાતું નફો કરે છે અને પોષ્ટમાસ્તર જનરલને હજારોનો વાર્ષિક પગાર મળે છે, મીઠાના કરમાં કરોડોની કમાણી થાય છે અને માઇલની પૈઓમાંથી રેલ્વે કંપની લાખો કમાય છે.

૧૮. એ જ જાતની ગણત્રી ખાદીને વિષે છે. તફાવત એટલો કે સરકાર પૈ પૈનો કર લઇ આપણી ઉપર હકુમત ચલાવે છે, અને વાઇસૉરૉયને રૂપિયા ૨૦,૦૦૦ નો દર માસે પગાર મળે છે, રેલ્વેની કમાણીમાંથી પરદેશીઓને મોટું વ્યાજ મળે છે. ખાદીની આમદાની તે ગરીબોનાં ઘરમાં

રહી તેમને તેજસ્વી બનાવે. આવા સહજ ધર્મનું અલ્પ પાલન અનેક દુઃખોનો નાશ કરે તેમ છે.

૧૯. [ ખાદીના ઉપયોગમાં આપણે સ્વમાન અને ધર્મ સમજીએ છીએ, તો પછી ધાર્મિક ક્રિયાઓમાં જ્યાં જરૂર પડે ત્યાં ખાદી સિવાય બીજું કપડું તો આપણાથી વપરાય જ કેમ? આપણાં દેવમંદિરોને પરદેશી કાપડથી અપવિત્ર કરતાં, કરવા દેતાં આપણે જરૂર ખંચાવું જોઇએ. ] મૂર્તિને વાઘા પહેરાવવામાં આવે છે તે પરદેશી હોય છે! આટલું અંધેર, આટલું અવિચારી જીવન કેમ? મૂર્તિના વાઘાને સારૂ તો અસંખ્ય કુમારિકાઓ પ્રેમપૂર્વક ઝીણું સૂતર કાંતતી અને તેને વણકરો પ્રેમપૂર્વક વણતા; બીજાં વસ્ત્રો અપવિત્ર ગણાતાં. હવે કેમ પાખંડી અને પરદેશી થઈ ગયા?

૨૦. જ્યારે હું અયોધ્યાજી પહોંચ્યો, ત્યારે જ્યાં રામચંદ્રજીનો જન્મ થયેલો કહેવાય છે તે જ સ્થળે નાનકડું મંદિર છે ત્યાં મને લઇ જવામાં આવ્યો હતો. ભાવિક અસહકારીઓએ મને સૂચના કરેલી કે મારે પૂજારીને વિનવવા કે તેઓ સીતારામની મૂર્તિઓનાં વસ્ત્રને સારૂ પવિત્ર ખાદીનો ઉપયોગ કરે. મેં તો સૂચના કરેલી. તેનો અમલ ભાગ્યે થયો હોય. જ્યારે હું દર્શન કરવા ગયો, ત્યારે મેં મૂર્તિઓ પર ભૂંડી મલમલ અને તુઇના વાઘા જોયેલા. જો મારામાં તુલસીદાસજીના જેટલી ગાઢ ભક્તિનું સામર્થ્ય હોત, તો હું પણ તે વેળા તુલસીદાસજીની જેમ હઠ લેત. કૃષ્ણમંદિરમાં તુલસીદાસજીએ પ્રતિજ્ઞા કરેલી કે જ્યાંસુધી ધનુષબાણ લઇ કૃષ્ણ રામ રૂપે પ્રગટ ન થાય, ત્યાંસુધી તુલસી-મસ્તક ન નમે. શ્રદ્ધાળુ લેખકો કહે છે કે જ્યારે ગોસ્વામીએ આવી પ્રતિજ્ઞા કરી, ત્યારે ચોમેર તેમની આંખ આગળ રામચન્દ્રજીની મૂર્તિ ખડી થઇ અને તુલસીદાસજીનું માથું સહેજે નમ્યું. મને ઘણી યે વેળા એવી હઠ કરવાનું મન થઇ જાય છે કે આપણા ઠાકોરજીને પૂજારીઓ ખાદી પહેરાવી સ્વદેશી બનાવે, ત્યારે જ માથું ઝુકાવું. પણ મારે એટલું તપ કરવું રહ્યું, તુલસીદાસજીની અપૂર્વ ભક્તિ મેળવવી રહી. દરમિયાન જેમ મુસલમાન ભાઇઓ પવિત્ર કામોને સારૂ ખાદીનો ઉપયોગ કરતા થઇ ગયા છે, તેમ હિન્દુનાં મંદિરોમાં અને બીજાં પવિત્ર

કાર્યોમાં ખાદી દાખલ થાઓ એમ ઇચ્છું છું. સૃષ્ટિનો નિયમ છે કે એક મોટું કામ પણ ઠામ પડવાથી આસપાસના બીજાં બધાં કામ પોતાની મેળે ચોકઠામાં બેસી જાય છે. હિન્દુસ્થાનમાં મોટામાં મોટી આયાત કાપડની છે. જોકે તે આયાત એક વેળા નહોતી. તેથી જ્યારે આપણે પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરી લઇશું, ત્યારે આપણને સ્વરાજ્ય મળ્યું જ હશે અને આપણી તાકાત એટલી બધી વધી હશે કે તેને કોઇ રોકી જ ન શકે.



# ૨૩. સ્વદેશીમાં વિઘ્નો.



૧. આપણી મીલોના માલને ઉત્તેજન આપવું એ ભૂલ છે એટલું જ નહિ, પણ તેની ઉપર ધસવું એ પણ ભૂલ છે. આપણી મીલોનો માલ તો ખપ્યા જ કરવાનો. જો આપણે તેઓને લાલચમાં નાખીએ, તો તે માલ બગડવાનો અને નફાને જ અર્થે મીલના માલનો વ્યાપાર કરનારા જરૂર ભાવો વધારવા લલચાશે. તેઓ દેશહિતને જ ખાતર વ્યાપાર કરે એવી આશા ત્યારે જ રખાય જ્યારે દેશીઓ પોતે દેશહિત વિચારે. મારે ખાદી પહેરવાની અગવડ—જો તે અગવડ હોય તો—ભોગવી લેવી અને તેનું વધારે દામ હોય તો તે આપવું એ સહેલું કે મીલના માલેકો પોતાના કરોડોનો નફો છોડે એ સહેલું ? આપણે માલેકોના તરફની મોટી આશા રાખવી એ મૂર્ખતા ગણાય. તેઓ પહેલા નહિ પણ છેલ્લા જાગશે એમ માનીને જ આપણે લડતને ચલાવવી જોઇએ. તેમાં તેઓનો દોષ કહાડવો એ જનસ્વભાવનો દોષ કહાડવા બરોબર છે. આપણે પણ તેમની જગ્યાએ તેમના જેવું જ કરીએ એ ચોકક્સ છે. તેથી આપણે જેઓ સ્વદેશીને ધર્મ તરીકે પાળનારા છીએ તે મીલનો માલ ન જ પહેરીએ.

૨. એટલે સહેજે આપણે ભાગે હાથે કાંતેલા સૂતરની અને હાથે વણેલા કપડાની ખાદી જ આવી. 'ખાદી' નામમાં ચમત્કાર નથી, તેના ગુણમાં ચમત્કાર છે. ખાદીના આકારમાં યે ચમત્કાર નથી. હાથે કાંતેલા સૂતરનું અને હાથે વણેલું કાપડ ખાદીના જેવું નહિ પણ મલમલ જેવું લાગતું હોત તો આપણે તે પસંદ કરત. હાથકંતામણ અને હાથવણાટના સાર્વજનિક પ્રચારમાં જ દેશની દરિદ્રતાનો નાશ છે અને તેમ થાય તો જ સ્વરાજ્ય સંભવે એ વાત આપણે સોનેરી અક્ષરમાં લખી રાખવી જોઇએ. મતલબ કે જાપાનથી આવેલી કે આપણી મીલોમાં બનેલી તે ખાદી નથી, પણ ખાદીના જેવું કપડું છે, તે કપડાનો ત્યાગ જ થવો જોઇએ.

૩. આવી ખાદીને સારૂં નડિયાદી ન અમદાવાદ જાય કે ન મુંબઇ જાય. એ ખાદી તો પોતે નડિયાદમાં જ બનાવે, કેમકે નડિયાદના લોકોમાં તેટલા પૈસાનો બચાવ કરવાનો આ પ્રયાસ છે, અથવા તો પોતાના જીલ્લામાં કંતાયેલા અને વણાયેલા સૂતરની ખાદી તે વાપરે. આમાં મોંઘવારી હોય જ નહિ. ઘરનો ઘડેલો રોટલો બજારના ઘડેલા રોટલા કરતાં હંમેશાં સોંઘો જ હોય. મારા પાડોશી વણકરને હું બે આના આપું તે માંચેસ્ટરને અપાયેલા એક પૈસા કરતાં સોંઘું છે, કેમકે પેલા બે આનામાંથી તો મને જ વળતર મળશે, પણ પાડોશી વણકરને ભૂખે મારી માંચેસ્ટરના વણકરને કે મુંબઇના વણકરને હું આપું તો મારા ઉપર પાડોશી વણકર બોજા રૂપ થવાનો; અને તેને સારૂ મારે સદાવ્રત કહાડવું પડશે. આવાં સદાવ્રતો આપણે હિંદુસ્થાનમાં કહાડી આપણા મનને ફોસલાવીએ છીએ કે આપણે પુણ્ય કરીએ છીએ. સદાવ્રત કહાડવાની જરૂર પડે છે એ સ્થિતિના મૂળમાં આપણું પાપ રહેલું છે તેને આપણે જોતા નથી, જોવા માગતા નથી. આપણી દોલત છીનવી આપણે સારૂ કોઇ સદાવ્રત કહાડે તો આપણને કેવું ગમે ? અથવા ઘણા કાળની આદતથી આપણે તેમ ભીખ માગવા ટેવાઇ ગયા હોઇએ તો આપણને જોનાર આપણે વિષે કેવો ખ્યાલ બાંધશે ? છતાં કાંતવાનો અને વણવાનો પ્રાચીન ધંધો છોડી આપણે ભિક્ષુક જ બન્યા છીએ, અને ચેતીશું નહિ તો વધારે ભિક્ષુક બનીશું અને છેવટે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે એ ન્યાયે આપણે ચોર ઠરવાના.

૪. મને જે ભય છે તે કેવળ સ્ત્રીઓને જ વિષે છે. સ્ત્રીઓને આપણે આવા મહાન્ વિષયોથી કેવળ અજ્ઞાત રાખેલી છે. તેઓ હમણાં જ આવા કામોમાં રસ લેતી થઇ છે અને જ્યાંસુધી તેમનો મોહ પરદેશી કપડાં પરથી ન ઉતરે ત્યાંસુધી સ્વદેશીનું કામ ઠામ ન જ પડે. સદ્ભાગ્યે સ્ત્રીઓમાં જાગૃતિ એકાએક એટલી બધી થયેલી છે કે તેઓમાં મહત્ત્વના ફેરફારો હું જોયાં કરૂં છું. પણ પુરુષવર્ગે પોતાની ગફલતને સારૂ મોટું પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. જ્યારે પુરુષવર્ગમાં પરદેશી કાપડ શોધ્યું નહિ સાંપડે, ત્યારે સ્ત્રીવર્ગને જરા યે વાર નહિ લાગે. હજુ તો પુરુષવર્ગને પણ શણગારની ગરજ રહેલી છે. તેમનો બારીક કપડાંનો મોહ તદ્દન નથી ગયો. તેને હજુ ધોતિયાં તો મીલનાં જ જોઇએ છે. ખાદીનો ભાર ઉપાડતાં અગવડ ભાસે છે. જ્યાંસુધી પુરુષવર્ગે સંપૂર્ણ

ત્યાગ નથી કર્યો, ત્યાંસુધી સ્ત્રીવર્ગની આશા કેમ રાખી શકાય? આમ અનેક પ્રકારની અગવડો આપણા સ્વદેશીના માર્ગમાં પડી છે તે બધી આપણે દૂર કરીએ એટલે સ્વરાજ્યનો સૂર્ય આપણે દૃષ્ટિમર્યાદા પર ચમકતો જોઇશું જ.

૫. આશ્ચર્ય જ એ છે કે આ દેશમાં આજ પણ હજુ એવા ખાસા બુદ્ધિમાન્ અને કેળવાયેલા જાહેર પ્રજાસેવકો પડેલા છે, જેમને હજુ પણ એ વાત નથી ઉગી ગઇ કે જ્યાંસુધી આ સરકાર એનાં મૂળ પાપોનું પ્રાયશ્ચિત્ત લેવા તૈયાર નથી, ત્યાંસુધી એને એક પાપમાંથી બીજા પાપમાં જતાં જઇને એમ પાપનો પંથ ખેડ્યે જ છૂટકો છે. અલબત્ત, દાનત જ હોય તો દારૂની બદી પ્રજામાંથી ધોઇ કહાડવાની, તેમ જ રેંટિયાનો જીર્ણોદ્ધાર કરી તેના પ્રાચીન માહાત્મ્ય અને પવિત્રતાની ફરી એક વાર પ્રાણપ્રતિષ્ઠા કરવાની, દેશભર આરંભાયલી આ બે મહાન્ પ્રાણદાયી પ્રવૃત્તિઓમાં તો સરકાર ખિલાફત–પંજાબના બે પ્રજાકીય અન્યાયનું પ્રાયશ્ચિત કર્યા પહેલાં પણ પ્રજાની જોડે સહકાર કરી શકે છે. એમ કરીને તો સરકાર ખિલાફત–પંજાબના અન્યાયોની તીવ્રતાને પણ કંઇક ઓછી કરશે. બાકી સરકારને આવો સહકાર કરવાની સુબુદ્ધિ થાય તેમાં પ્રજા તો ખિલાફત અને પંજાબનો ન્યાય મેળવવાની પોતાની શક્તિ એથી વધેલી જ અનુભવે એમાં શંકા નથી. પણ વસ્તુસ્થિતિ તો એ છે કે એ જ કારણસર સરકાર દારૂનિષેધની તેમ જ રેંટિયા મારફત હાથવણાટ વધારી પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની પ્રજાએ ઉઠાવેલી આ મહાન્ પ્રવૃત્તિઓને શાંતપણે આગળ ધપવા દેવા આજે તૈયાર નથી.

૬. [ જેમ સરકાર તરફથી આપણા માર્ગમાં બાહ્ય વિઘ્ન નાખવામાં આવે છે તેમ આંતરિક વિઘ્ન પણ પડેલું છે. પ્રજામાં અત્યારે ઘણા માણસો એવા છે કે જેઓ આ પ્રવૃત્તિનો ગેરઉપયોગ કરવા ચૂકતા નથી. ] દરેક સુધારાને કાળે તે સુધારાનો દુરુપયોગ થવાનો ભય રહે જ છે. તેવું ખાદીને વિષે પણ છે. ખાદીના ઉપયોગ વિના પૂરી દેશભક્તિ ન સંભવે એમ હું કહું ખરો, પણ ખાદી પહેરનાર તો છૂપી પોલિસનો માણસ હોઇ શકે અને ખાદી ન પહેરનાર ગરીબ હોવાને લીધે અથવા તેને હજુ ખાદી

ઉપર વિશ્વાસ ન બેઠો હોવાને લીધે ન પહેરતો હોય તે છતાં સ્વદેશપ્રેમી હોઈ શકે એમાં તો કોઇથી ઇન્કાર ન જ કરાય. એટલે ખાદી પહેરનારને આપણે સ્વદેશભક્ત જ માની લેવાની જરૂર નથી. ખાદી પહેરનાર સ્વદેશીનો અમલ કરનાર હોવાનો સંભવ છે એવું આપણે માની શકીએ ખરા. ખાદીના અણગમો મટી ખાદીમાં યે શોભા ગણાય એટલે બસ છે. જેમ ખાદીને વિષે બધા ગુણોનું આરોપણ ન કરવું ઘટે, તેમ ખાદીને પહેરનારા પોતાનાં અપલક્ષણે ખાદીને વગોવે તેથી આપણે ભડકવાનું પણ નથી. આડંબર માત્ર ત્યાજ્ય છે, પણ અંતરના ભાવોને છાજે તેવો બહારનો દેખાવ હોવો જ જોઇએ. એટલે જેનું અંતર્ સાદુ છે તેનો પહેરવેષ પણ સાદો હશે, જેનું અંતર્ સ્વદેશી છે, તેનો પહેરવેષ પણ ખાદી હશે. જ્યાંસુધી જગતમાં મૂર્ખ અથવા અજ્ઞાની પડ્યાં છે, ત્યાંસુધી ધૂતારાનો ધંધો ચાલ્યાં જ કરશે, તેથી આપણે નથી છેતરાવાનું અને નથી ડરવાનું.

૭. ખાદીની પવિત્રતા કેવળ તેના સ્વદેશીપણામાં જ રહેલી છે એમ હું ઘણી વેળા દર્શાવી ગયો છું. ઘઉં પવિત્ર અન્ન છે, પણ તે સંન્યાસી ખાય છે તેમ જ ચોર પણ ખાય છે. એ જ રીતે પવિત્ર ખાદી પાખંડી પણ પહેરે અને પુણ્યવાન્ પણ પહેરે. જે હિન્દુસ્થાનના શરીરનો ધર્મ છે તે જે છોડે તે ભૂલ કરે અને હિન્દુસ્થાનને નુકસાન કરે. આ સંધિકાળમાં ખાદીને વિષે બીજા ગુણોનું આરોપણ થાય છે અને પાખંડીઓ ખાદી પહેરીને પોતાના પાખંડને પોષે છે એ ખરૂં છે. એવું લાંબો કાળ નહિ ચાલે. જ્યારે ખાદીનો પહેરવેષ એ આપણો સહજધર્મ થઇ જશે ત્યારે તેની જે કિંમત હશે તે જ અંકાશે. જેઓ ખાદી પહેરવાનો અને ઉત્પન્ન કરવાનો ધર્મ સમજ્યા છે તે ખાદીનો કોઇ સ્થળે દુરુપયોગ થતો જોશે, છતાં પોતાનો તે પહેરવાનો ધર્મ હરગીઝ નહિ છોડે.

૮. દરેક વસ્તુની કિંમત તેના પોતાના ગુણદોષ તોળીને આંકીએ. સાઠ વર્ષનો ડોસો બાર વર્ષની કન્યાને ભગવી ખાદી પહેરી, રૂદ્રાક્ષની માળા પહેરી, વિભૂતિ લગાડી વરવા નિકળે તોપણ તેના વિવાહમાં તેની ખાદીને ઉત્તેજન આપવા ખાતર કે તેની સાદાઇને વખાણવા ખાતર ન જઇએ,

તેમ જ પચ્ચાસ વર્ષનો જુવાન પોતાની સ્ત્રીનો સ્વર્ગવાસ થતાં જ શ્મશાનમાં બીજી સ્ત્રીની સાથે સગાઇ કરે અને બીજે દહાડે પરણુવા નિકળે તો તેને ત્યાં પણ ન જઇએ. ખાદીની અને વિવાહની નીતિ નોખી છે. યોગ્ય વિવાહમાં ખાદીનો ઉપયોગ ન થાય, તો જેમ આપણે જવાની આનાકાની કરીએ, તે જ પ્રમાણે ખાદીથી લદાયેલી છતાં અયોગ્ય જોડીના વિવાહ ઉજવવા પણ આપણે ન જઇએ.



# ૨૪. દેશી રાજા-પ્રજાની ફરજ.



૧. દેશી રાજાઓની સ્થિતિ કેવળ દયાજનક છે. તેઓ પોતે રૈયત છે. તેઓની સત્તા અને તેઓની દોલતનો આધાર કેવળ અંગ્રેજ સલ્તનતને અધીન છે અને તે સલ્તનતથી નભી શકે છે. આવાં પરાધીન રાજ્યો તળે વસતી રૈયત રૈયતની રૈયત હોઇ બેવડી રીતે પરાધીન હોવાથી કેટલીક વેળા બેવડું નુકસાન વેઠે છે.

૨. દેશી રાજ્યોમાં આપણે અંગ્રેજી સલ્તનતને વિષે કંઇ ન કહીએ દેશી રાજ્યોને કફોડી સ્થિતિમાં ન મૂકીએ. સરકાર કેવી રાક્ષસી છે એ દેશી રાજ્યોમાં કહેવાની કશી જરૂર ન હોય. પણ દેશી રાજ્યોમાં પણ આપણે શરાબ છોડવા છોડાવવાની ચળવળ જરૂર કરીએ. આપણે દેશી રાજ્યોમાં જરૂર રેંટિયા દાખલ કરીએ અને સૂતર કાંતીએ; આપણે જરૂર પરદેશી કાપડનો ત્યાગ ત્યાં પણ કરીએ; આપણે જરૂર ખાદી પહેરીએ; આપણે જરૂર વ્યભિચાર, જુગાર ઇત્યાદિ તજીએ; આપણે જરૂર મહાસભાના ચોપડામાં આપણાં નામ નોંધાવીએ; આપણે જરૂર તિલક સ્વરાજ્ય ફાળામાં ખૂબ દ્રવ્ય આપીએ. આટલો ફાળો બધાં દેશી રાજ્યોમાં રહેનારા જ ધારે તો ભરી શકે છે. આટલું જે કરે તેણે સ્વરાજ્યને સારૂ બહુ કર્યું ગણાય. અસહકારને જેઓએ આત્મશુદ્ધિનો યજ્ઞ માન્યો છે, તેમને તો કંઈ સવાલ પૂછવાપણું રહેતું જ નથી. દેશી રાજ્યોમાં રહેનારા ભંગીને ભાઇ ગણે તેમાં દેશી રાજ્યોનો દ્રોહ નહિ થાય.

૩. દેશી રાજ્યો કંઇ હિંદુસ્થાનની બહાર નથી. હિન્દુસ્થાનના બધા લોકોની સામે એક જ પ્રશ્ન છે. બધાને ધર્મયુદ્ધ આવી પડયું છે. બધાએ સત્ય, નિર્ભયતા, શાંતિના પાઠ ભણવા રહ્યા છે. અંગ્રેજી રાજ્યની હદમાં અંગ્રેજી રાજ્યની સામે બોલવું ઇષ્ટ હોઇ શકે પણ દેશી રાજ્યમાં આપણને એમ કરવાની લગીરે આવશ્યકતા ન હોય.

૪. દેશી રાજ્યોમાં જો ધારે તો આ કાર્ય સહેલાઇથી થઇ શકે છે. તેમને અને તેમના દિવાનોને મારી આ વિનયપૂર્વક સૂચના છેઃ—

(૧) તમારા રાજ્યમાં હાથથી બનેલા કાપડ ઉપર દાણ હોય તે કહાડી નાખો.

(૨) બહારથી હાથે કંતાયેલું કે દેશી મીલોનું સૂતર હોય તેની ઉપર દાણ ન લો.

(૩) ખેડુતોને રૂ વેચી નાખવાનું ઉત્તેજન ન આપો, પણ તેનો સંગ્રહ કરવાનું ઉત્તેજન આપો.

(૪) રૂનો પાક સુધારો. તે સહેલાઇથી સુધરી શકે તેમ છે.

(૫) તમારા જ રાજ્યમાં કંતાયેલા સૂતરના ત્યાં જ વણાયેલાં કપડાંને ઉત્તેજન આપો. તમે પણ તે જ વાપરો.

(૬) દેશી સાળો અને રેંટિયા બનાવડાવી તમારી પ્રજાને પડતર ભાવે આપો.

(૭) તમારી પ્રાથમિક શાળાઓમાં રેંટિયા અને સાળો દાખલ કરો અને આ હુનરનું શિક્ષણ છોકરાંછોકરીને ફરજયાત આપો.

૫. રાજા–મહારાજા અને દિવાનો આ કાર્ય ઉંચકી લઇ શકે.

૬. પુરુષો ધારે તો બહુ કરી શકે. દરેક ગામમાં વણકરોને શોધી લે અને તેમને ઉત્તેજન આપે. ખેડુતોને રૂનો સંચય કરવાનું સૂચવે. પોતાના સગાં વર્ગમાં સ્ત્રીઓને કાંતવાનું સૂચવે. આ કામ કરવામાં

(૧) રેંટિયાની,

(૨) રૂની પૂણીઓની,

(૩) અને પૂણી આપી સૂતર લેવાની અને તેના પૈસા ચૂકવવાની વ્યવસ્થા કરવાની જરૂર છે.

૭. પછી વણાટકામમાં

(૧) સૂતર આપવાની,

(૨) તે પ્રમાણે વજનનું કાપડ લેવાની અને તેના પૈસા ચૂકવવાની વ્યવસ્થાની જરૂર છે.

(૩) છેવટે તે કાપડનો પ્રચાર કરવાની એટલે તે વેચવાની દુકાન રાખવાની જરૂર છે.

૮. આટલાં કામ કરવામાં ઉદ્યોગી અને પ્રામાણિક કામ કરનારાઓની જરૂર છે. વગર પૈસે કોઇ કામ ન કરી શકે એટલે જો પ્રામાણિક માણસો મળી આવે, તો તેઓને આજીવિકા પૂરતા પૈસા આપવા. સેવકમંડળો આ કાર્યમાં પૂરી સહાય કરી શકે છે. તેને સારૂ એક મોટી કમિટી થોડાં પ્રતિષ્ઠિત પણ કામ કરનારાં સ્ત્રીપુરુષોની બને, અને તેને અંગે પેટા–કમિટી બને તો કાર્ય તરત થઇ શકે તેમ છે.

૯. પણ જ્યાંસુધી સ્ત્રીઓ આ કામમાં આગળ પડતો ભાગ નહિ લે, ત્યાંસુધી કાર્ય પૂર જોરથી નહિ ચાલી શકે. મુખ્ય ભાગે કાંતનારી તો સ્ત્રીઓ જ હોય. તેઓની પાસે પ્રજાનો અખૂટ ખજાનો છે, કેમકે તેઓની પાસે ઘણો ફાજલ વખત છે. તેનો ઉપયોગ કરી પૈસા પણ લઇ તેઓ પ્રજાની સેવા કરશે.

૧૦. કાઠિયાવાડમાં હું જયારે જયારે જાઉં છું, ત્યારે ત્યારે બહુ પ્રેમ અનુભવું છું. આ પ્રેમની નિશાની દાખલ હું સર્વની નાના–મોટા, સંભાવિત–સામાન્ય રાજા, પ્રજા–બધાની પાસેથી સ્વદેશીધર્મનું સહેજે થઇ શકે એવું પાલન માગી લઉં છું.

૧૧. [ દેશી રાજ્યોની પ્રજાને હું એટલું તો જરૂર કહેવા ધારૂં છું કે મીલનું અથવા પરદેશી કાપડ તમને હરામ હોવું જોઇએ. ] મીલનું કાપડ તો ગરીબોને માટે છે. તેમના પેટ ઉપર તમારાથી પગ ન દેવાય. પછી રહ્યો વિલાયતી માલ. તે તો તમારે હરામ જ ગણવો જોઇએ. પારકાં વસ્ત્ર આપણે નથી પહેરી શકતા. પારકા દેશના કાપડ ઉપર નજર કરવી એ એક પુરુષ પરસ્ત્રી ઉપર નજર કરે તેના જેવો વ્યભિચાર છે. જ્યાંસુધી આપણે કાપડને માટે એ સલ્તનતના ગુલામ છીએ, ત્યાંસુધી આપણે તેનાથી સ્વતંત્ર નહિ બનીએ. જાપાનનો માલ વાપરવો એ પણ વિલાયતના માલની બરોબર જ છે, કારણકે આ સલ્તનતના જહાજને લીધે એ માલ અહિં આવી શકે છે. સલ્તનતે ચારે તરફથી આપણા દેશને ઘેરો ઘાલ્યો છે, માટે મારી સલાહ છે કે તમે ઇતિહાસમાં નવું પ્રકરણ ખોલો. કરોડો માણસોને માટે મુશ્કેલ હોય, પણ તમારા ગામ પૂરતા તમે સ્વાવલંબી થઇ

શકો છો. અનાજ તો તમારે મગાવવું પડતું નથી. તમે તમારાં વસ્ત્ર પણ અહિં પેદા કરો એટલું જ નહિ, પણ વધારે પેદા કરી આજુબાજુ મોકલો.

૧૨. ખચિત માનજો કે જો રાજા–મહારાજાનો વર્ગ મદદ કરે તો રેંટિયાથી અને સાળથી હિન્દ હતું તેના કરતાં વધારે તેજસ્વી બને. દાખલા તરીકે કાઠિયાવાડમાં છવિશ લાખની વસ્તી ગણાય છે. તેમાં પાંચ લાખ રેંટિયા સહેજે ચાલે. એટલે દર માસે ઓછામાં ઓછા સાડાસાત લાખ રૂપિયાની કમાણી થઇ. જો કાઠિયાવાડની બહેનો આઠ જ માસ ભજન ગાતી રેંટિયા ચલાવે તો દર વર્ષે સાઠ લાખ રૂપિયા પોતાના ઘરમાં મૂકે. આમાં રાજા મહારાજાઓને એક પાઇ પણ આપવી ન પડે. શું આમ સહજ થતી કમાણી કાઠિયાવાડની પ્રજા કરે તેનો તેઓ દ્વેષ કરે? અથવા તેની હાંસી કરે?

૧૩. કાઠિયાવાડના જાડી ખાદીની બંડીવાળા અને મોટી પાઘડીવાળાં મેઘવાળોમાંથી એક લાખ સાળો ચલાવે તો તેઓ દર માસે ઓછામાં ઓછા વિશ લાખ રૂપિયા કમાય. તેમ આઠ માસ વણે તો એક કરોડ સાઠ લાખ રૂપિયા વર્ષે દહાડે પોતાના ઘરમાં મૂકે. શું રાજાઓ દીર્ઘદૃષ્ટિ પહોંચાડી આવા બરકતવાળા ઉદ્યોગને સંપૂર્ણ ઉત્તેજન ન આપે?

૧૪. દેશી રાજ્યોના નરેશો પાસે તો હું એ આશા રાખું કે આપ આપના દરબારોમાં પણ ગરીબોએ વણેલી ખાદીને માન આપો. દરબારી પોષાક પણ ખાદીના હોય અને આપ પોતે પ્રજાએ જ બનાવેલી ખાદી પહેરીને શોભો.

૧૫. હિન્દની પ્રજા ભૂખે મરે અને માંચેસ્ટરના કે જાપાનના લોકો આપને પૈસે મહાલે એ રાજ્યન્યાય નથી એમ આપના શાસ્ત્રીઓ અવશ્ય સમજાવશે. આપને મલમલ જોઇએ તો સારું રૂ પકાવો, ખાસ કાંતનાર વણનારને ઉત્તેજન આપો.

૧૬. હિન્દમાં વસતા રાજાઓને મોજશોખ શા? તેઓ કૂતરાંનાં ટોળાં શાને રાખે? તેઓ તો પ્રજાને સારુ પ્રાણ આપે. પ્રજાને દુઃખે દુઃખી થાય, અને પ્રજાને ખવડાવીને જ ખાય. રાજા વણિક બને, બ્રાહ્મણ નાટક કરે તો ધર્મ કોણ શીખવે અને કોણ સાચવે?

૧૭. હું નથી ઇચ્છતો કે આપની પ્રજા આપના રાજ્યમાં રહી બ્રિટિશ રાજ્યની સામે ચળવળ કરે અને આપની સ્થિતિને કફોડી કરે. આપની નાજુક સ્થિતિ હું સમજી શકું છું. આપના પ્રત્યે મારી લાગણી છે. ભલે તેઓ અસહકારી ન થાય, પણ સ્વદેશીને આપ નોખું અંગ ગણો અને તેને સ્વતંત્ર રીતે ખીલવવામાં રૈયતને મદદ આપો એ હું નમ્રતાપૂર્વક માગું છું.

૧૮. બીજું પણ માગું ? આપના રાજ્યમાં દારૂનાં પીઠાં કેમ સાંખી શકાય ? આપને વળી દારૂમાંથી કંઇ ઉપજની ગરજ હોય ? લોકો જ્યારે દારૂ છોડવા અને છોડાવવાનો પ્રયત્ન કરે, ત્યારે તો હું આપના દરબારથી પણ દારૂની બાટલીઓના બહિષ્કારની આશા રાખું. રામે જો ધોબીની વાત સાંભળી સતી સીતાનો ત્યાગ કર્યો, તો શું પ્રજાની ઇચ્છા જાણી આપ દારૂને આપના રાજ્યમાંથી ન કહાડો ?

૧૯. આપની ટ્રેનોમાં અંત્યજને નોખા ડબ્બા મળે, અંત્યજને ટિકિટો મળતાં અડચણ આવે, તેઓને ધક્કા વાગે, એ કેમ સંખાય ? રૈયતને બોલાવી આપ મસલત કરો અને ઢેડ આદિ વર્ણ ઉપર અત્યાચાર થાય છે તે દયાધર્મ નથી પણ અત્યાચાર છે એ સમજાવી આપ તે ગરીબોને સુખી કરીને તેમની આંતરડીની દુવા લો. જે પ્રેમભાવથી મેં લખ્યું છે તેને ઓળખો અને પ્રેમપૂર્વક વાંચી મારી દીન સૂચનાઓ અમલમાં મૂકો એમ માગું છું. ઇશ્વર આપને ન્યાયવૃત્તિ આપો અને રાજા-પ્રજા નીતિને રસ્તે ચાલતાં સુખી રહો એમ પ્રાર્થના કરૂં છું.

# ૨૫. સ્વદેશીમાં સહકાર.

૧. હાથવણાટની ઉન્નતિનો અર્થ દુનિયાએ કદિ નહિ જોયેલો એવો મોટામાં મોટો સ્વેચ્છાથી થયેલો સહકાર છે, એવું ઘણું કરીને બહુ થોડા જ કાર્યકર્તાઓમાં ઉગી આવ્યું છે. ઘણા વિશાળ પ્રદેશ ઉપર પથરાયેલા અને રોજી માટે કામ કરતા લાખો મનુષ્યો વચ્ચેનો સહકાર એ તેનો અર્થ થાય છે. ખેતી માટે સહકાર ઉપર ખડા થયેલા પ્રયત્નની બેશક જરૂર છે. પણ હાથવણાટમાં તેથી મોટા અને વધારે પ્રમાણે સહકારની જરૂર છે. ઘઉં ઉગે છે તેમાં માણસના પ્રામાણિક પ્રયત્ન કરતાં કુદરતનો પ્રામાણિક પ્રયત્ન વધારે રહેલો છે.

૨. આપણી ઝુંપડીઓમાં સૂતર પેદા કરવાનો આધાર માણસના પ્રામાણિકપણા ઉપર જ રહેલો છે. જાણી જોઇને અને સ્વેચ્છાથી કરેલા લાખો મનુષ્યોના સહકાર વિના હાથવણાટનું કામ અશક્ય છે. કાંતનારને ઘણા વેચનારની માફક પોતાના સૂતરના વેચાણની અને જો તેને પીંજતાં ન આવડતું હોય તો રૂની પૂણીઓ પોતાને પૂરી પાડવાની ખાત્રી રહે એવી સ્થિતિએ આપણે પહોંચવાનું છે.

૩. જો હું એવો દાવો કરૂં કે હાથવણાટ જાદુની માફક લોકોની વધતી જતી ગરીબાઇને દૂર કરી શકે છે તો તેમાં કંઇ આશ્ચર્ય છે? હાથવણાટની હિમાયત કરવામાં યંત્રવિદ્યા વિષેનો મારો આદર્શ હું ફેલાવું છું એમ ધારવાનું નથી. હું તેમાંનું કશું યે નથી કરતો.

૪. જો યંત્રોથી જ હિન્દુસ્થાનની ગરીબાઇ અને તેમાંથી જ પેદા થતો નિરુદ્યોગ ટાળી શકાય, તો હું ઠેઠ પૂર્ણતાએ પહોંચેલાં યંત્રોની તરફેણ કરૂં. દારિદ્ર દૂર કરવાના અને રોજગાર અને પૈસાની અછત અશક્ય બનાવી મૂકવાના ઉપાય તરીકે મેં હાથવણાટ સૂચવ્યો છે. રેંટિયો જાતે

જ એક કિંમતી યંત્ર છે, અને હિંદુસ્થાનના ખાસ સંજોગોને અનુકૂળ હોય એવા સુધારા તેમાં કરવાને નમ્રભાવે મેં મારો પ્રયાસ કર્યો છે. તેથી હિંદુસ્થાનની કંગાળિયત અને દુ:ખ દૂર કરવાને સૌથી સરસ વ્યાવહારિક સાધનો કેવી રીતે યોજવાં એટલો જ પ્રશ્ન હિંદુસ્થાન અને માણસજાતને ચાહનારે પોતાની જાતને પૂછવાનો છે.

૫. માણુસની બુદ્ધિ કલ્પના કરી શકે એવી, નહેરકામની અથવા તો ખેતીવાડીના સુધારાની કોઇ પણ યોજના બહોળા વિસ્તારમાં પ્રસરેલી હિંદુસ્થાનની વસ્તીની બાબતમાં કામ નહિ આવી શકે, અથવા તો વખતોવખત ધંધા વગરના થઈ પડતા લાખો લોકોને તે કામ પૂરું નહિ પાડી શકે.

૬. સરેરાશ દિવસના ફક્ત પાંચ કલાક કામ કરતી અને તે પણ પોતાની પસંદગીથી નહિ, પરંતુ સંજોગોના દબાણુથી કોઇ એક પ્રજાની કલ્પના કરો, અને તમારી આગળ હિંદુસ્થાનનું આબેહૂબ ચિત્ર ખડું થશે.

૭. વાંચનારને જો તે ચિત્ર પોતાની આંખ આગળ ખડું કરવું હોય તો શહેરી જીવનનો ઘોંઘાટ, કારખાનાંની જિંદગીનો કચરી નાખતો પરિશ્રમ, અને ગોરા બગીચાવાળાઓ તરફથી થતી ગુલામીને તેણે પોતાના મનમાંથી કહાડી નાખવી પડશે. આ બધાં હિંદુસ્થાનનાં માનવ–મહાસાગરનાં ટીપાંની માફક છે.

૮. જો કોઇ હાડપિંજર થઇ ગયેલા હિંદીનું ચિત્ર તેણે આંખ આગળ તરતું જોવું હોય, તો પોતાનાં જ ખેતરોમાં કામ કરતી, વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના વાસ્તવિક રીતે નિરુદ્યમી થઇ રહેતી અને પરિણામે ભૂખમરાની અણી ઉપર આવી રહેતી એંશી ટકા વસ્તીનો તેણે વિચાર કરવો જોઇએ. આ તો સામાન્ય સ્થિતિ છે. વારંવાર પડતા દુકાળો પરાણે વેઠવા પડતા નિરુદ્યોગમાં ઉમેરો કરે છે. ત્યારે એવો શો ધંધો હોઇ શકે કે જે આ પુરુષો અને સ્ત્રીઓ પોતાની ઝુંપડીઓમાં બેઠાં બેઠાં કરી શકે, અને તેથી પોતાની જુજ પૂંજીમાં કંઇક ઉમેરો કરી શકે? હાથકંતામણ સિવાય બીજો એકે ય ધંધો હોઇ શકે નહિ એમાં હજુ કોઇને શંકા રહે છે? અને કરીને કહું છું. કે જો કાર્યકર્તાઓ મન ઉપર જ લે તો થોડા મહિનામાં જ આ ધંધાને તેઓ વ્યાપક કરી શકે.

અત્યારે ખરેખર તે વ્યાપક થવાની દિશામાં છે. તેને સાંગોપાંગ કરવાને હોંશિયાર માણસોની જ જરૂર છે. લોકો તૈયાર છે. હાથવણાટના લાભમાં સૌથી મોટી વાત એ છે કે આ એક નવી અને ન અજમાવેલી રીત નથી. પણ લોકો અત્યારસુધી જે કામ કરતા આવ્યા છે, તેને ફત્તેહમંદ રીતે ફરીથી દાખલ કરવામાં યુક્તિવાળો પ્રયત્ન પ્રામાણિકતા અને દુનિયાએ જોયો ન હોય એવા મોટામાં મોટા પાયા ઉપર સહકારની જરૂર છે, અને હિંદુસ્થાન જો આ સહકાર કરી શકે તો હિંદુસ્થાનને ફક્ત તે જ એક કૃત્યથી સ્વરાજ્ય મળવાની કોણ ના પાડી શકશે ?



# ૨૯. સર્વને વિનંતિ.



૧. જો તમે વણકર હો અને તમને હિંદુસ્થાનની આજની દશાને માટે, લાગતું હોય તો—

(૧) તમારે કેવળ હાથનું કાંતેલું સૂતર જ વણવું જોઇએ અને તમારા ગુજરાન ચાલે તેટલું તમારે દામ લેવું જોઇએ. એવા સૂતરની તાણીમાં તમને મુશ્કેલીઓ આવતી હોય, તો તે તમારે ઉકેલી લેવી જોઇએ અને જાડા સૂતરની જરૂરિયાતો અને ઘટતા ફેરફાર પણ તમારી સાળોમાં કરી લેવાં જોઇએ.

(૨) જો તમે આવા હાથકંતામણના સૂતરથી કામ ન જ લઈ શકો તેમ હો, તો તાણી પૂરતું તમે દેશી મીલોનું સૂતર વાપરજો અને વાણામાં તો અલબત્ત હાથકંતામણનું જ વાપરજો.

(૩) આટલું પણ કરી શકવાને તમે અસમર્થ હો તો છેવટ તાણાવાણા બન્નેમાં પણ દેશી મીલોએ દેશી કપાસમાંથી કાંતેલું સૂતર જ તમે વાપરજો.

ચાહે તેમ કરો પણ પરદેશી સૂતર કે પરદેશી રેશમ વણવાનું તો તમારે તાબડતોબ બંધ જ કરી દેવું જોઇએ.

૨. જો તમે મહાસભાના કોઈ પણ અધિકારી કે કામદાર હો તો તમારે તમારી હદમાં વસતા વણકરોને ભેળા કરીને તેમની આગળ ઉપલી બાબતો મૂકવી જોઇએ અને તે તેમની પાસે સ્વીકારાવવા તમારા હાથમાં હોય તે બધા પ્રકારની મદદ કરવી જોઇએ.

૩. જો તમે કાપડના ખરીદનાર હો તો હંમેશાં પહેલા પ્રકારના વિશુદ્ધ સ્વદેશી કાપડની જ માગણીનો આગ્રહ ધરજો. છતાં જો તેમ કરવા જેટલી સમજણ કે મનોબળ તમારામાં ન જ હોય તો છેવટ બીજા કે

ત્રીજા પ્રકારનું કાપડ માગજો. પણ ચાહે તેમ થાય તોપણ સાવ પરદેશી અગર તો હિંદુસ્થાનમાં વણાયેલું પણ વિલાયતી સૂતરનું કાપડ તો ન જ ખરીદ કરતા.

૪. જો તમે ગૃહસ્થાશ્રમી હો તો—

(૧) હવે પછી કોઇ પણ જાતનું પરદેશી કાપડ ન લેવાનો દૃઢ નિશ્ચય કરો.

(૨) તમારી પાડોશનાં મહોલ્લાઓ કે ગામડાંઓના વણકરોને મળો અને તેમને તમારે સારૂ હાથના કાંતેલા સૂતરની ખાદી પૂરતા જથ્થામાં વણી આપવા કહો; અને તેટલું થવું અશક્ય હોય તો દેશી મીલોના સૂતરમાંથી તે વણી આપવા કહો.

(૩) તમારી પાસેનું બધું જ વિલાયતી કાપડ તમે તમારે ત્યાંની મહાસભાસમિતિને બાળી મૂકવા માટે આપી દો અને તેમ તમારે ન જ કરવું હોય તો હિંદુસ્થાન બહારના બીજા કોઇ સ્થળે તે મોકલી આપવા સમિતિને કહો.

૫. જો તમારી પાસેના પરદેશી કાપડનો ત્યાગ હાલ તરત કરવાની તમારામાં હિમ્મત ન હોય, તો તમે તેને ઘરમાં શૌચાદિ મેલી ક્રિયાઓ વેળાએ પહેરી ફાડજો, પણ ગમે તેમ થાય તોપણ એ પરદેશી કપડાં પહેરીને બહાર ન જવાની તો પ્રતિજ્ઞા જ લેજો.

૬. જો તમારી પાસે થોડા પણ વખતની બચત હોય તો તમે તે બધો વખત કાંતતાં શીખી લેવામાં, શીખ્યા હો તો સરખો તાર કહાડવામાં અને તેને સરખો વળ આપતાં શીખીને પ્રજાને સારૂ સૂતર પેદા કરવામાં આપજો.

૭. તમારે બારીક કપડું જોઇતું હોય, તો તમે તમારી સ્ત્રી, છોકરા–છોકરીને બારીક કાંતતાં શીખવો. ૩૦ વર્ષ ઉપર તો આપણા ઘરડાઓ બારીક કાપડ પહેરતાં શરમાતા. મારી માતાનું પવિત્ર સ્મરણ મને હજી છે. તે તો પોતાની વહુ માટે બારીક લુગડાં રાખતી, પણ પોતે પહેરતાં તો તે શરમાતી. તમે હિંદની પ્રાચીન સાદાઇ ગ્રહણ ન કરો, તો હિંદુસ્થાનની બારીક મલમલનો ઉદ્ધાર ન કરી શકો.

૮. તમારાં ઘરોમાં તમે પીંજવાનું, કાંતવાનું અને વણવાનું દાખલ કરો તો વર્ષો નઠારાં જાય, ત્યારે પણ તમને અનાજ કે વસ્ત્રનાં સાંસાં ન જ પડે. આ ત્રણે ક્રિયા સહેલી અને ગૃહસ્થને શોભાવનારી છે. તેથી કુટુંબો પોતાનું ભરણપોષણ કરી શકે છે. તમે તે ગ્રહણ કરો એમ ઇચ્છું છું.

૯. જો તમે વિદ્યાર્થી કે વિદ્યાર્થિની હો તો સ્વરાજ્ય મળે ત્યાંસુધી હિન્દુસ્થાનને સારૂ ઓછામાં ઓછું રોજ ચાર કલાક કાંતવાનું, પીંજવાનું અગર વણવાનું કામ આપ્યા પહેલાં પુસ્તકનું ભણતર ભણવાને તમે પાપ સમજજો.

૧૦. હું તો સ્વદેશીઘેલો થયો છું. વૈદર્ભી જેમ નળ માટે ઘેલી થઇ હતી, તેમ હું સ્વદેશીઘેલો થયો છું. મને બીજો વિચાર નથી. જો આ લડત આત્મશુદ્ધિની છે એ વાત ખરી હોય, તો ખાદી પહેરવા ઉપરાંત તમે શરાબ તજો, વ્યભિચાર તજો, પ્રામાણિક બનો, માલેગાંવના લોકોની માફક પાગલ ન બનો, ભંગી–ચમારને અસ્પૃશ્ય ન માનો, તેમની અને બ્રાહ્મણની સરખી સેવા કરો.



# ૨૭. વણકરને બોધ.



૧. હિન્દુસ્થાન પરતંત્ર થયું, ત્યારે હિન્દુસ્થાનમાં કાપડ બનતું તેવું અને તેટલું દુનિયામાં નહોતું બનતું એટલું બધું કાપડ પેદા થતું, ત્યારે અહિં મીલ એક પણ નહોતી. તે વખતે ખાદીથી ઢાકાની મલમલ સુધી તરેહવાર કપડું મળતું. હિન્દને જોઇતું કાપડ પૂરૂં પાડવા ઉપરાંત વધારાનું પરદેશ મોકલાતું. બહારના માણસો અહિં જોવાને ખેંચાઇ આવતા. હારગ્રીવ્સ (કાંતવાના સંચાના યોજક) ના કરતાં વધારે શક્તિ પવિત્ર રેંટિયો શોધનારે બતાવી હતી. આના કરતાં હિન્દમાં મોટી શોધકશક્તિ કોઇએ નથી બતાવી. હિન્દ સુખી હતું, ત્યારે દરેક ઘરમાં સૂતરની મીલ હતી.

૨. બ્રહ્માએ વિચારી લીધું કે હિન્દને સ્વતંત્ર રહેવું હોય તો સ્ત્રીઓને થોડું સૂતર બનાવી લેવું એ પોતાનો પવિત્ર ધંધો છે એમ સમજાવી લે. એટલે જ સૂતર બનાવનારી જૂદી કોઇ કોમ પેદા ન કરતાં બધી સ્ત્રીઓ માટે તે આવશ્યક રાખ્યું. ઇસ્ટ ઇંડિયા કંપનીએ અહિં પ્રવેશ કર્યો તે દિવસથી પડતી શરૂ થઇ છે. ત્યારથી વણકરે અને કાંતનારે પોતાનો ધંધો છોડ્યો. ચંપારણમાં જેમ લોકો પાસેથી ગળીનો પાક લઇ લેવામાં આવતો તેમ લોકો પાસેથી સૂતર માગવામાં આવતું. તે એટલે સુધી કે લોકોએ કંટાળીને પોતાનાં આંગળાં કાપી નાખ્યાં. લૅંકેશાયરનું કાપડ પછી આવવા લાગ્યું. તમે ધર્મનો પુનરુદ્ધાર કરવા માગતા હો તો પ્રાયશ્ચિત કરી પુરાણા કાંતવાના અને વણવાના ધંધાને સજીવન કરો. આપણે ધર્માચરણ ભૂલ્યા તેથી સ્વદેશીને નામે દુરાચરણ કરી રહ્યા છીએ માટે હું કહું છું કે ધર્મરક્ષણ માટે નવું સૂતર પેદા કરો, નવું કાપડ બનાવો; તેમ ન થાય તો બહારથી જરૂર મગાવવું પડે.

૩. ઘણાઓ એમ માનતા હતા કે ૫૦ વર્ષ સુધી આપણે આપણું કપડું પૂરૂં કરીએ એ અશક્ય છે. તેઓને ખબર નહોતી કે હિન્દના દરેક

ઘરમાં રેંટિયો અને સાળ હોઇ શકે છે. અને તે વડે આજે જ પૂરતું કાપડ તૈયાર કરી શકીએ છીએ.

૪. નિરંતર યુગો બદલાતા રહે છે. આ યુગ વણકરોનો છે. તમે એ ધંધાને જોરે તમારા પગ ઉપર ઉભા રહી શકો છો. એમ નહિ માનતા કે એ કામ કર્યે કંઈ દહાડો વળવાનો નથી. વણકરો તો આજે બમણી મજુરી મેળવી શકે છે. વળી તમારામાંથી જેઓને તમારા ગામમાં પોતાના જમીનના ટુકડા ઉપર ખેતી કરવી હોય તે ભલે કરે, પણ સાથે સાથે તેઓ કાંતે તો જરૂર. એ સિવાય તમારા ગામડામાં તમે બીજું તમને ફાવે તેવું કામ કરી સ્વતન્ત્ર થાઓ. એમ કરવું અઘરૂં પણ નથી. ઇશ્વર ઘણો દયાળુ અને ન્યાયી છે. કાંતવાનું માણસ ત્રણ દિવસમાં શીખી શકે છે, પીંજવાની ક્રિયા પણ સહેલી છે, અને વણવાનું બરોબર શીખે તો એક મહિનામાં માણસ જાણી લે છે.

૫. સ્વરાજ્યવાદી તરીકે હું એ જ કહું છું કે તમે પીંજો, કાંતો, વણો. એમાંથી તમે એક માસની તાલીમ પછી એક રૂપિયો રોજ મેળવશો. જેમ કુશળ થશો તેમ વધારે મળશે. આમાં તમે દેશની સેવા પણ કરશો. તમને કુટુંબીની પણ ઉપાધિ નહિ રહે, કેમકે તેમાં તમારાં કુટુંબીઓ પણ મદદ કરી શકે છે. વળી તમારા આવા સાહસની અસર લોકમત ઉપર પડશે અને જેઓ પડી ગયા છે તેઓ પણ તમારી સાથે થશે. આમાં દૃઢતાની જરૂર પડશે ખરી. આપણા વડિલોએ પ્રતિજ્ઞાપાલન ઉપર ખૂબ ભાર મૂક્યો છે. દશરથે કહ્યું કે રઘુકુળની રીત તો એ છે કે પ્રાણ ભલે જાય પણ અપાયેલું વચન ન તૂટે.

૬. એકલો વણકરવર્ગ જાગે તો અને માત્ર હાથનું જ સૂતર વણે તો કરોડો કાંતનાર થોડું થોડું કમાય એટલું જ નહિ, પણ તેની પાછળ લાખો પીંજારા, લાખો પિલનારા, હજારો કાંજી પાનારાનો ધંધો જાગે. હજારો સુતાર-લુહારની રોજીમાં વધારો થાય. સંપૂર્ણ સ્વદેશીનો અર્થ એ છે કે દેશમાં માત્ર સાઠ કરોડ રૂપિયા દાખલ થાય એટલું જ નહિ, પણ તેની પાછળ બીજા કરોડો રૂપિયાનો ધંધો જાગે અને દેશમાં જે સુંદર કળાઓ હતી તે પાછી દાખલ થાય. અત્યારે તો આપણે કેવળ કળાહીન મજુરો જ બની ગયા છીએ.

૭. તેથી વણકરવર્ગને વિનવીને પ્રજાની સેવામાં દાખલ કરવામાં ઘણું મહત્ત્વ છે એ તો સહુ સમજી શકે તેમ છે. વણકરને સ્વદેશકાર્યમાં જોડવાનો સારામાં સારો ઉપાય તો એ છે કે આપણે જાતે વણકર બનવું આપણે વણકર ભાઇની પાસે ગરજે અને લાચારીએ જઇએ એ એક વાત અને આપણે તેના જ ભલાને અર્થે કંઇ કહીએ એ જૂદી વાત. તેનું ભલું તેનો ધંધો શીખીને, તેમાં રહેલું શાસ્ત્ર છે તે સમજીને, વણકરને સમજાવીને જ કરી શકાય.



# ૨૮. સૂતરને તાંતણે સ્વરાજ્ય.



૧. હિન્દુસ્થાનને જે સુધારાની જરૂર છે તે તો સાચું સ્વદેશી છે. આપણી સામેનો તરતનો પ્રશ્ન આ દેશનું રાજ્યતન્ત્ર શી રીતે ચલાવવું એ નથી, પણ આપણાં અન્નવસ્ત્ર શી રીતે પૂરાં પાડવાં એ છે. ૧૯૧૮ ની સાલમાં આપણે કાપડ ખરીદવાને ૬૦ કરોડ રૂપિયા હિન્દુસ્થાનની બહાર મોકલ્યા. એ જ પ્રમાણે આપણે પરદેશી કાપડ ખરીદવું ચાલુ રાખીશું તો આપણે હિન્દી વણકર અને કાંતનાર સ્ત્રીપુરુષને બદલામાં બીજું કંઇ કામ આપ્યા વિના વરસોવરસ એમની એટલી રોજી છીનવી લઇશું. આ સ્થિતિમાં દેશની વસ્તીનો કંઇ નહિ તો દશમો ભાગ ભયંકર ભૂખમરાનો ભોગ થઇ પડે અને બાકીના અર્ધે પેટે રહે એમાં કશી નવાઇ નથી. જેમને આંખ છે એઓ તો જોઇ શકે છે કે વચલા વર્ગના લોકોને પણ અત્યારે પેટપૂરતું ખાવા નથી મળતું, અને આપણાં બાળકોને તો જોઇએ તેટલું દૂધ પણ નથી મળી શકતું. સુધારાની યોજના ગમે તેટલી ઉદાર હોય તોપણ તાજેતરમાં આ સવાલનો ફેંસલો એની મદદથી આવી શકે એમ નથી. પણ સ્વદેશી તો હાલ જ તેનો નિકાલ આણી શકે છે.

૨. પંજાબના અનુભવથી તો આ સવાલનો નિવેડો મને વધારે ચોકખો થયો છે. પરમેશ્વરનો આભાર માનવાનો છે કે પંજાબની સુંદર સ્ત્રીઓએ પોતાની આંગળીઓની કળા હજી ગૂમાવી નથી. તેઓ ગમે તેવા ઉંચા કે નીચા કુળની હશે તોપણ તેમને કાંતવાની કળા આવડે છે. ઘણી ગુજરાતી સ્ત્રીઓની માફક તેમણે હજી સુધી પોતાના રેંટિયા બાળી નાખ્યાં નથી. તેઓ મારા ખોળામાં સૂતરના દડા બનાવી બનાવીને નાખે છે એ જોઇને મને તો બહુ જ હર્ષ થાય છે. તેઓ કબૂલ કરે છે કે તેમને કાંતવા સારૂ જોઇએ એટલો વખત મળે છે. તેઓ એ પણ સ્વીકારે છે કે સંચાથી કાંતેલા સૂતરના કરતાં હાથે કાંતેલા સૂતરમાંથી વણેલી

ખાદી વધારે ચડિયાતી છે. આપણા બાપદાદાઓ થોડી મહેનતે સારી રીતે પોતાના શરીરને ઢાંકી શકતા હતા. તેમને એથી ચેન પણ પડતું. તેમને પરદેશી કાપડ બજારમાંથી ખરીદવું પડતું જ નહિ.

૩. આપણે વખતસર જાગ્રત થઇ ચેતીશું નહિ, તો આવી સુંદર છતાં સહેલી કળા નાબૂદ થઇ જવાનો ભય રહેશે. એ કળાથી શું શું થઇ શકે છે એ વિષે પંજાબ પૂરતી સાક્ષી આપે છે. છતાં પંજાબમાં પણ એ કળા ઉપરનો કાબુ એકદમ ઓછો થતો ચાલ્યો છે. હાથથી કાંતેલા સૂતરના જથ્થામાં દર વર્ષે ઘટાડો થતો ચાલ્યો છે. એનો અર્થ એ કે આપણા ઘરમાં વધારે ગરીબાઇ અને વધારે આળસ દાખલ થતાં ચાલ્યાં છે. જે સ્રીઓએ કાંતવાનું છોડી દીધું છે તેઓ નકામાં ગપ્પાં મારવા સિવાય બીજી કોઇ વધારે સારી રીતે પોતાના વખતનો ઉપયોગ કરતી નથી.

૪. પણ આ અનિષ્ટ અટકાવવાને એક વસ્તુની જરૂર છે. જો દરેક ભણેલો હિન્દી પોતાની ચોકખી અને પહેલી ફરજ સમજશે તો તે પોતાના ઘરમાંની દરેક સ્રીને રેંટિયો અપાવશે. દરરોજ લાખો વાર સૂતર તૈયાર થઇ શકે તેમ છે. આવા સૂતરમાંથી વણેલું કાપડ પહેરવાનું જો દરેક ભણેલો હિન્દી પોતાના મન પર લેશે, તો હિન્દુસ્થાનના એકના એક ગૃહઉદ્યોગને તે મદદ કરશે, અને તેને સજીવન કરવામાં પોતાનો ફાળો આપશે.

૫. ગૃહઉદ્યોગ સિવાય હિન્દુસ્થાનના ખેડુતનું તો આવી જ બન્યું સમજવું. જમીનની ઉત્પન્નમાંથી તે પોતાનું ગુજરાન ચલાવી શકે એમ નથી. તેને કોઇ વધારાના ઉદ્યોગની જરૂર છે. કાંતવાનો ઉદ્યોગ સૌથી સહેલો, સોંઘો અને સારો છે.

૬. હું જાણું છું કે આમાં તો આપણી માનસિક દૃષ્ટિમર્યાદામાં મોટું પરિવર્તન કરવાનો રહેલો છે; અને એ મોટું પરિવર્તન છે તેથી જ હું કહું છું કે સ્વદેશીથી જ સ્વરાજ્ય મેળવી શકાય એમ છે. જે પ્રજા દરવર્ષે ૬૦ કરોડ રૂપિયા બચાવી શકશે, અને એવડી મોટી રકમ કાંતનારાઓનાં અને વણકરોનાં પોતાના ઘરોમાં વહેંચી દઇ શકશે તે પ્રજાએ વ્યવસ્થા કરવાની અને ઉદ્યોગ ચલાવવાની શક્તિ મેળવી કહેવાશે, પોતે આગળ વધવા પામે તે સારૂ જે કાંઇ જરૂરનું જણાય તે પ્રજા આ શક્તિથી જરૂર કરી શકશે.

૭. હાથકંતામણુ સિવાય બીજી કોઇ વસ્તુથી દેશનું દળદર ફીટનાર નથી. કંગાળ લોકો સ્વેચ્છાપૂર્વક દુઃખ ખમનારા નથી બની શકતા. તેમણે શ્રીમંતાઇનાં દુઃખો એટલાં અનુભવેલાં જ નથી હોતાં કે જેથી તેઓ રાજીખૂશીથી ભૂખ વેઠવાની અથવા બીજી શારીરિક અગવડો સહી લેવાની ખૂબી સમજી શકે. તેમને માટે તો સ્વરાજ્યનો અર્થ એટલો જ છે કે બીખ માગ્યા વિના ગુજરાન ચલાવી શકવા જેવી તેમની સ્થિતિ થાય. તેમની હાલત વિષે અસંતોષ તેમનામાં જાગ્રત કરીએ, પણ તે સાથે તેનાં કારણોને મિટાવવાનો ઉપાય ન બતાવીએ તો નાશ, અરાજકતા, ખૂનામરકી અને લૂંટફાટ જ આપણે જરૂર વહોરી લઇએ. અને આ બધાનો મુખ્ય ભોગ થઈ પડે પેલા બિચારા ગરીબ લોકો ! હાથકંતામણુ જ એવો ઉદ્યોગ છે, જેથી તેમને એક મદદગાર રોજગાર મળી શકે અને કાંઇક વધારે રોજી જડી શકે. હાથવણાટ ઉપર ઘણા લોકો પૂરેપૂરૂં ગુજરાન ચલાવી શકે. પીંજવાથી પણ કેટલાક લોકને પૂરી રોજી મળી શકે. પણ હાથવણાટની કળા હજી મરી ગઇ નથી. લાખો માણસો વણી જાણે છે, પણ ખરૂં હાથકંતામણુ તો બહુ થોડા જ જાણે છે. હજારો માણસ આજે રેંટિયો ફેરવે છે, પણ વણવાનું સૂતર તો થોડા જ કહાડે છે. જ્યાં ત્યાંથી એ જ ફરિયાદ આવે છે કે હાથે કાંતેલું સૂતર તાણી માટે ખપમાં નથી આવતું. કાચી ચડેલી રોટલી એ રોટલી જ ન ગણાય, તેમ જેમતેમ કાંતેલો કાચો ધાગો એ સૂતર ન કહેવાય. અત્યારે દેશમાં જે સૂતર કંતાઇ રહ્યું છે તેની જાત સુધારવા સારૂ પોતપોતાના જીલ્લામાં પ્રયાસ કરવા હજારો માણસોએ સુંદર કાંતતાં શીખી લેવું જોઇએ. તેમણે કાંઇ રોજ કાંતવા બેસવું જ જોઇએ એવું નથી. બેસે તો તો સારૂં. પણ રોજ ન બેસે તોપણ સારૂં વળદાર સૂતર કાંતતાં તો તેમને આવડવું જ જોઇએ.

૮. સચ્ચાઇથી રોટલો મળી શકે એવા ધંધાનો જે કોમ તિરસ્કાર કરે તે કોમે નાશનો રસ્તો પકડ્યો એમ સમજવું. કાંતવાની કળા સ્ત્રીઓની ખાસ હોય તો તેનું કારણુ એટલું જ છે કે તેમને નવરાશ વધારે હોય છે, નહિ કે તે કળા હલકી છે. આ દલીલમાં ધ્વનિ એવો રહેલો છે કે તલવાર-બહાદુર તે વળી રેંટિયો ફેરવતા હશે? પણ તેવી દલીલ કરનાર સિપાઇના ધંધાનો અવળો અર્થ કરે છે. જેમ સરકારની નોકરીમાં રહેલા સિપાઇઓ દેશની સેવા કરતા નથી, તેમ જ જે માણસ પોતાની તલવાર ઉપર જ

ગુજરાન ચલાવે છે તે કોમની સેવા કરતો નથી. તલવારનો ધંધો તો અસ્વાભાવિક ધંધો છે. સુધરેલા લોકો અસાધારણ પ્રસંગે અને આત્મસંરક્ષણને માટે જ તેનો આશ્રય લે છે. હાથકંતામણ અથવા હાથવણાટ ઉપર જીવવું એ મારવાના ધંધા ઉપર જીવવા કરતાં સર્વ કાળે વધારે બહાદુરીભરેલું છે. ઔરંગઝેબ ટોપીઓ સીવતો તેથી તેની સિપાઇગીરીમાં કશી યે ઉણપ નહોતી આવી. શીખ લોકોમાં આપણે જે સારૂં જોઇએ છીએ તે તેમની મારવાની શક્તિ નથી. મર્હુમ સરદાર લછમનસિંગ વીર તરીકે પૂજાશે, કારણકે તેણે મરી જાણ્યું; ત્યારે નાનકાના સાહેબનો મહન્ત ખૂની ગણાશે.

૯. હિન્દુસ્થાન હાથથી ગયું તે આપણે સ્વદેશીનો ત્યાગ કર્યો તેથી જ. હિન્દુસ્થાનમાં સૂતર કાંતવું એ એક જૂદો ધંધો ન હતો. દરેક વર્ગની પ્રત્યેક સ્ત્રી સૂતર કાંતતી. કેટલાક પુરુષો પણ કાંતતા. ઢાકાના મલમલનું સૂતર કહાડનાર પુરુષો હતા. પણ એ તો મેં થોડા ધંધાદારીઓની વાત કરી. સામાન્ય રીતે કાંતવું એ ધંધો નહિ પણ કર્તવ્ય ગણાતું, ધર્મ મનાતો. કાંતવાનું હિન્દુસ્થાનમાં ચાલુ હતું, ત્યાંસુધી હિન્દુસ્થાન આબાદ હતું; સમૃદ્ધ હતું. દેશની અંદરની માગણીને આપણે પેદા કરેલું કાપડ પહોંચી વળતું એટલું જ નહિ, પણ તેથી વધતું અને પરદેશ જતું એ ભૂતકાળનો ઇતિહાસ કહે છે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ કેવાં પવિત્ર કે અપવિત્ર સાધનો વડે કપડાં વણવાનો ઉદ્યોગ નાબૂદ કર્યો, કરોડો રૂપિયા મળે એટલા સારૂ તેમણે લડાઇઓ કરી, બંદરો સર કર્યાં, વેપાર હાથ કર્યો અને છેવટે રાજ્ય વસાવ્યું. આપણે જ્યાંસુધી પશ્ચાત્તાપ ન કરીએ, બાપદાદાઓની ઉપર ગુજરેલા જૂલમ માટે જ્યાંસુધી પ્રાયશ્ચિત્ત ન કરીએ, ત્યાંસુધી સ્વરાજ્ય શી રીતે લઇ શકીએ? દંડ દઇને આપણે તે નથી જ લઈ શકવાના. દંડ દેવાની પદ્ધતિ આપણે છોડી દેવી રહી. દંડથી નહિ પણ આત્મશુદ્ધિથી જ સામર્થ્ય પ્રાપ્ત કરીને આપણે અંગ્રેજને રાજ્ય કરતા અટકાવવા જોઇએ. આપણી અપવિત્રતાને લીધે જ તેઓ રાજ્ય કરી રહ્યા છે, નભી રહ્યા છે એમ જો તમે માનતા હો, નિર્મળ સાધનોથી જ હિંદુસ્થાનને તમારે જો ઘેર કરવું હોય, તો શું કરવું જોઇએ? પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. પહેલાં કરતાં તે કાંતવાનું પાછું ઉપાડી લેવું જોઇએ. તમે કહેશો કે એ કામ તો સ્ત્રીવર્ગનું છે. તેમને કાંતવાનું કહેવા તૈયાર છીએ. હું કહીશ કે એટલે નહિ ચાલે. પંજાબની સ્ત્રીઓની લાજ

લૂંટાયેલી આપણે જોવા વારો આવ્યો. એ લાજે પણ આપણે પુરુષોએ એ કાંતવાનો ધંધો કરવો જોઇએ. આ ધંધો ખાનદાનીભર્યો છે. આ ધંધો કોઈ બીજા ધંધાને બદલે કરવાનો નથી પણ પ્રજાના ફાજલ વખતનો ઉપયોગ કરીને સૂતર કાંતવાનું છે અને તેનાથી હિંદુસ્થાનનો ઉદ્ધાર કરવો છે.

૧૦. આપણું પાયશ્ચિત્ત પૂરૂં તો ત્યારે જ થશે જ્યારે સ્ત્રી, પુરુષ અને બાળકો બધાં કાંતતાં થઇ જઇશું. બ્રિટિશ માલના બહિષ્કારના હિમાયતીઓ લૅંકેશાયરને પછાડવા માટે બહિષ્કારની વાત કરે છે પણ બીજાને પછાડવાના કરતાં પોતે કોઇથી ન પછાડવાની વાત કરવી એ મને તો ઠીક લાગે છે. જાપાન, વિલાયત અને અમેરિકાનું બારૂં બંધ કરવું હોય તો આપણને જરૂરનું બધું જ કાપડ આપણે ઘરમાં પેદા કરી લેવું જોઇએ. જ્યાંસુધી આપણે સૂતર પેદા નહિ કરીએ ત્યાંસુધી આપણને જરૂરનું તેટલું કાપડ આપણે વણી નથી લઇ શકવાના. અનુભવી વેપારીઓનું કહેવું છે કે આપણને જરૂરનું બધું કાપડ મીલોની મારફત મેળવવા ઇચ્છીએ, તો તેટલી મીલો ઉભી થતાં પચાસ વર્ષ જોઇએ. ત્યારે ટૂંક વખતમાં એ કાર્ય કેમ સાધવું ? મીલોથી તમે કરોડોનો ઉદ્ધાર કદાપિ નથી કરી શકવાના. જે અનેક ભાઇઓ અને બહેનો ઉઘાડા ફરે છે તેમને ઢાંકી નથી શકવાનાં. કોઇ પણ દેશ એકલી ખેતી ઉપર નથી નભી શક્યો અને નથી નભી શકવાનો, ખેતીની જોડે મદદનીશ એવો બીજો ધંધો જોઇએ જ. તે ધંધો કાંતવા-વણવાનો જ છે. તેનો જો આપણે પુનરુદ્ધાર નહિ કરીએ, તે નહિ શીખી લઇએ, ત્યાંસુધી આપણું બીજું બધું ભણતર ફોગટ છે.

૧૧. વણનારાની આપણે ત્યાં ખોટ નથી, કાંતનારની આજે ખોટ છે. વણનારાઓની સંખ્યાનો ચોક્કસ આંકડો હજુ મને મળ્યો નથી. પણ તેમની સંખ્યા પચાસ લાખ કે તેથી વધુ જેટલી છે. જો એ પૈસાને બચાવવા હોય તો આપણે સૂતર કાંતવા લાગી જવું જોઇએ. ૬૦ કરોડ રૂપિયાનો વેપાર દેશમાં જ ખેડવામાં કેટલા માણસોને રોજી મળે તેનો વિચાર કરો. કપડાને ઘીની માફક વાપરવું જોઇએ. જોઇએ તેટલું કપડું વાપરી શકીએ એવી આપણી સ્થિતિ નથી. એકલા પહેરણથી ચાલે, ત્યાંસુધી

બીજું કંઇ ન પહેરવું જોઇએ. ટૂંકા ધોતિયાથી ચલાવી શકીએ તો લાબું નહિ પહેરવું જોઇએ. ૬૦ કરોડ રૂપિયા બચાવવા માટે તેટલો જ મોટો આપભોગ આપવો પડશે.

૧૨. ટાંકણીનું કે ઘડિયાળનું કારખાનું હિંદુસ્થાનમાં નહિ હોય, તો હિંદ કંઇ રાંડવાનું નથી, પણ કપડાં વિના તો હિંદ ખરેખર વૈધવ્યદશામાં છે.

૧૩. કાંતવું એ કેળવણી નથી એમ માનવું એ આપણી પહેલી ભૂલ છે. બલિદાન એ કેળવણી નથી એમ માનવું તે બીજી ભૂલ છે. કાલે જો બધા છોકરા સમજી જાય કે ભણતરનું બલિદાન કરીને દેશસેવા કરવી છે, તો તે જ ક્ષણે મારૂં એક વર્ષનું કામ પૂરૂં થયું એમ હું સમજું.

૧૪. આપણા હાથમાં લશ્કરી ખાતું આવે, ઉપજખર્ચનો અધિકાર આવે, મહેસુલનો વહિવટ આપણા હાથમાં આવે અને અદાલતો આવે, એનું નામ સ્વરાજ્ય. એવું સ્વરાજ્ય મળે એટલે બધા અત્યાચારો આપણે અટકાવી શકીએ. આમાં આર્થિક સ્વાતંત્ર્ય તો આપણે આજે જ મેળવી શકીએ તેમ છીએ. તે રેંટિયાથી મેળવી શકાય.

૧૫. રેંટિયાની સ્વરાજ્ય અપાવવાની શક્તિ વિષે એક ગૃહસ્થ શંકા ઉઠાવી કહે છે કે "રેંટિયાથી સ્વાશ્રયી બનાય, સુખે પેટ પણ ભરી શકાય, પણ આપણા હાથમાં તે દ્વારા રાજ્યસત્તા કઇ રીતે આવે એ સમજાતું નથી. કલાઇવના વખતમાં રેંટિયો તો હતો જ, છતાં આપણે સ્વતંત્રતા ખોઇ બેઠા. તેથી લૅંકેશાયરનો સ્વાર્થ બંધ થતાં કાંઇ ઇંગ્લાંડનો બધો સ્વાર્થ બંધ થતો નથી, એટલે પરદેશી કાપડ બંધ થાય તોપણ ઇંગ્લાંડનો સ્વાર્થ કાયમ રહેશે.' મજકુર લેખક રેંટિયા વડે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર નિપજાવી શકીએ એમ તો માનતા જણાય જ છે. ત્યારે હું સૂચવું છું કે જે શક્તિ વડે આપણે અનેક પ્રકારની વિટંબણાઓ અને સરકાર તરફથી થતી કનડગતો છતાં પણ પરદેશી કાપડનો બહિષ્કાર નિપજાવી શકીએ તે જ શક્તિ આપણને સંપૂર્ણ રાજ્યસત્તા મેળવવા સારૂ પૂરી થઇ પડવી જોઇએ.

૧૬. હવે આંકડા તપાસીએ. આપણે પરદેશી કાપડમાં ૬૦ કરોડ રૂપયા ખર્ચીએ છીએ. બીજે નંબરે ખાંડ આવે છે; તેમાં ૨૩ કરોડ રૂપિયા

જાય છે. ત્રીજે નંબરે લોખંડ આવે છે; તેના ૧૬ કરોડ છે. ત્યાર-પછીની જાણવા જેવી રકમ લગભગ ૯ા કરોડની તે સાંચા કામની છે અને તેટલી જ લગભગ ખનીજ તેલની છે. બીજી પ્રમાણમાં નજીવી છે. જો આપણે ૬૦ કરોડ બચાવવાના સાહસમાં સફળ થઇએ તો બીજી રકમો બચાવવાનાં સાહસ બાળકની રમત જેમ લાગશે. એટલે કે જો ઇંગ્લાંડની સ્વાર્થનીતિનો મોટામાં મોટો ભાગ આપણે રદ કરી શકીએ તો બીજા ભાગોનો છેદ ઉડાવવો એ અશક્ય ન હોય, અને જ્યારે એવી સુંદર સ્થિતિ પ્રાપ્ત થાય, ત્યારે નિઃસ્વાર્થી ઇંગ્લાંડ, લશ્કર ઇત્યાદિ સત્તા બળાત્કારે ન રાખે એવો મારો દૃઢ અભિપ્રાય છે.

૧૭. હવે બીજી રીતે એ જ વસ્તુને તપાસીએ. સ્વરાજ્ય મેળવવાને સારૂ પ્રામાણિકતા, એકતા, દૃઢતા, સંઘશક્તિ, રાષ્ટ્રીય વ્યાપારશક્તિ, સર્વવ્યાપક રાષ્ટ્રીયતા, વીરતા અને ત્યાગની જરૂર છે. આ બધા ગુણો આપણે બતાવીએ, ત્યારે જ રેંટિયો હિન્દુસ્થાનમાં ફરી વ્યાપક બની શકે. આટલા ગુણો બતાવનારી પ્રજાને કોઇ પણ સત્તા ગુલામીમાં ન જ રાખી શકે.

૧૮. જે વેળાએ હિન્દુસ્થાન પરદેશી કાપડનો ધર્મ સમજી ત્યાગ કરશે તે વેળાએ આપણે સરકારને અલ્ટીમેટમ–રજાચિઠ્ઠી–મોકલવા શક્તિમાન્ હોઇશું, તે વખતે આપણે એટલે સુધી કસાયેલા હોઇશું કે એ રજાચિઠ્ઠી કબૂલ ન રાખે–આપણી ઇચ્છાને માન ન આપે–તો આપણે મહેસૂલ બંધ કરવા પણ તૈયાર હોઇશું.

૧૯. આ સરકારનું રાજ્ય મુખ્યત્વે કરીને પરદેશી કાપડના વેપારના રક્ષણાર્થે છે અને પરદેશી કાપડનો બહિષ્કાર થાય તો સરકારને ઉચાળા ભરવા પડે જ. એટલે સાચા સ્વદેશીની પ્રગતિ થતી દેખીને સરકાર વધારે અને વધારે ભાનસાન ભૂલતી જાય એ સ્વભાવિક છે.

૨૦. ખાદી એ પરદેશી કાપડને મુકાબલે પવિત્ર છે. ચરોતરના ઘઉં એ અમેરિકાના ઘઉંને મુકાબલે પવિત્ર છે. પણ જેમ ચરોતરના પવિત્ર ઘઉં ખાનાર પાખંડી અને વિષયી હોઇ શકે, તેમ પવિત્ર ખાદી પહેનારનું પણ બની શકે. સ્વદેશીમાં કે ખાદીમાં આથી વધારે પવિત્રતાનું આરોપણ કરતાં આપણે જ નુકસાનીમાં ઉતરવાના છીએ. જો ખાદી એ સંપૂર્ણતાએ પહોંચવાનો જ પોષાક હોય તો સ્વદેશીનો પ્રચાર જ અશક્ય થઇ પડે.

સારા નરસા, રોગી નીરોગી, પુણ્યવાન્ પાપી બધાએ ખાદી પહેરવા પૂરતી પવિત્રતા તો મેળવવી જ જોઇએ. તેમાં દેશદાઝ, તેમાં દેશી પ્રત્યેનો–પાડોશી પ્રત્યેનો દયાધર્મ અને મિત્રભાવ આવી જાય છે, તેથી તેને પણ મેં આત્મશુદ્ધિ માની છે. અને આટલી અલ્પ આત્મશુદ્ધિ પણ જો કરોડો કરે તો તે પુણ્યનો સમૂહ એટલો થાય કે આપણે આપણો જે જન્મનો હક્ક ગૂમાવી બેઠા છીએ તે પાછો મળવીએ. અત્યારે તો આપણે પૂર્ણ–અપૂર્ણ પણ આપણું જ રાજ્ય મેળવવા મથી રહ્યા છીએ. તે મેળવવા સારૂ સ્વદેશી આવશ્યક છે, અને બસ છે.

૨૧. સ્વદેશીમાં સ્વરાજ્ય છે એ તો હવે સર્વમાન્ય છે.

૨૨. સ્વદેશીમાં જીત મેળવવા સારૂ વેપારીની અને સ્ત્રીઓની મદદ જોઇએ. પણ જો ગુજરાત ખરેખર તૈયાર હોય તો તેની નિશાનીઓ પણ આગળથી બતાવવી પડશે. સૂરજ ઉગવાનાં ચિહ્ન આપણે બે કલાક વહેલા જોવા લાગીએ છીએ, તેમ આપણે સ્વરાજ્ય–સૂર્યના ઉદય અને ગુલામીના અંધકાર વચ્ચેનો સંધિસમય જોવો જોઇએ. તિલક સ્વરાજ્ય ફંડમાં પૈસા એકઠા થયા એ એક નિશાની હતી. પણ ખરી નિશાની તો સ્વદેશી જ છે. શું ગુજરાતે પરદેશી કપડાં બધાં બાળ્યાં કે ત્યાગ્યાં? ગુજરાત પરદેશી કાપડ મગાવતું બંધ થયું? ગુજરાતનાં ગામો પોતાની ખાદી બનાવી તે જ પહેરતાં થયાં છે? ગુજરાતના વણકરો હવે કેવળ હાથનું કાંતેલું જ સૂતર વણે છે? ગુજરાતના વચ્ચિયાતો કાપડને સારૂ મુંબઇ દોડધામ કરતા બંધ થયા છે? ગુજરાતના મેઘવાળો પોતાનો વણવાનો ધંધો છોડી દીધો હતો તે પાછો લઇ બેસી ગયા છે? ગુજરાતની બધી બહેનો ધર્મ સમજી કાંતી રહેલી છે? ગુજરાતમાં પરદેશી કાપડની દુકાનો બંધ થવા આવી છે? આ સવાલોના જવાબ ઉપર લાયકાત કે નાલાયકાત આધાર રાખે છે.

૨૩. મેં જે પ્રવાસ હિંદુસ્થાનમાં છેલ્લા તેર માસ સુધી કર્યો છે એવો ભાગ્યે જ કોઇએ કર્યો હોય. હિંદુસ્થાનની પ્રદક્ષિણા કરી કહેવાય. મારે સારૂ એ પ્રવાસ પવિત્ર યાત્રા હતો. પશ્ચિમમાં કરાંચીથી પૂર્વમાં દિબ્રુગઢ અને-ઉત્તરમાં રાવલપીંડીથી દક્ષિણમાં તુતિકોરીન સુધી ફરી વળ્યો. મારે જે કંઇ કહેવાનું હતું તે હું કહી ચૂક્યો. નવું કાંઇ પણ કહેવાનું

રહેતું નથી. ખિલાફતની, પંજાબના ઇન્સાફની અને સ્વરાજ્યની શરતો હું સંભાળાવી ચૂક્યો છું. હવે જવાબદારી કેવળ પ્રજાની રહી છે. સ્વદેશી પાળે અને સ્વરાજ્ય લે. સ્વદેશી વિના સ્વરાજ્ય નથી જ.

૨૪. સૂતરનો ભૂખમરો મટાડીને જેટલું હિંદુસ્થાનને આગળ લઇ જઇ શકીશું તેટલું બીજા કશાથી નહિ લઇ જઇ શકીએ.

૨૫. સ્વરાજ્ય માટેની લડતનો તમારા તરફનો પૂરો હિસ્સો આપવા માગતા હો તો હિંદને માટે જેટલું સૂતર કાંતી શકો તેટલું કાંતો.

૨૬. હિંદુસ્થાન આજે ૪૦ કરોડ રતલ સૂતર પરદેશથી મગાવે છે, એટલું સૂતર આપણે ઘરમાં કાંતી લેવું જોઇએ.

૨૭. જાડું સૂતર માથા દીઠ ૬ રતલ આપણે વર્ષે દહાડે જોઇએ, એ હિસાબે આપણે હિંદુસ્થાનને સ્વતંત્ર કરવાને સારૂ ૧૮૦ કરોડ રતલ સૂતર પેદા કરવું રહ્યું. આટલું કાપડ એક વર્ષમાં પેદા કરવા વર્ષમાં ઓછામાં ઓછા ત્રણસેં દિવસ ફરનારા એક કરોડ વિશ લાખ રેંટિયા જોઇએ.

૨૮. ઉદ્યમ કરવાની—વૈતરૂં કરવાની—શક્તિ એ જ સ્વરાજ્ય છે; એ જ યોગ છે. એકની એક ક્રિયા કલાકના કલાક કરીને માણસ કંટાળે એમ માની લેવાની પણ જરૂર નથી. કુદરત આખી એકરાગી ઘટમાળ છે. સૂર્ય અનંતકાળથી એનો એ, એકનો એક, એક જ રૂપે, એક જ ઢબે, જેમનો તેમ ઉગતો અને આથમતો નથી શું ? એ સૂર્ય પોતાનું એકરાગીપણું છોડી થોડી સહેલ કરી લેવા કોઇ ઘડી આડોઅવળો નિકળી પડે તો ?

૨૯. છતાં કામ કામમાં પણ ફેર હોય છે. કેટલાંક કામ એનાં એ કરીકરીને માણસ કંટાળે, જડ બની જાય; બીજાં કેટલાંક કામ એનાં એ કરીને તો માણસ અપાર સિદ્ધિ હાથ કરે અને અવર્ણનીય આનંદ મેળવે. જીવનના આવશ્યક વ્યવસાયોમાં રહેલી એકરાગિતા તો ઉત્સાહદાયક અને પ્રાણપ્રેરક હોય છે. કળાકાર પોતાની કળામાં સહવાસથી કદિ થાકતો નથી. તે જ રીતે કાંતવાની ક્રિયામાં પણ જે પારંગત થયો છે તે કલાકના કલાકો સુધી કશા કંટાળા વગર કાંતશે અને તેમાં અપૂર્વ રસ અને આનંદ અનુભવશે. રેંટિયાના નાદમાં જે સંગીત ભર્યું છે, તેનો આનંદ લૂંટવામાં ખરા કાંતનારને વાર નથી લાગતી.

૩૦. અને આમ વગર કંટાળ્યે કાંતીકાંતીને હિન્દુસ્થાન જે દિવસે સૂતરને તાંતણે સ્વરાજ્યને કાંતી લેશે તે દિવસે એણે એમાંથી જ પોતાના એકરાગી ઉદ્યમનું એવું અલૌકિક સ્મારક ઉભું કર્યું હશે જે ચિરકાળને માટે એના ઇતિહાસમાં સૌન્દર્ય અને આનંદના નમૂના રૂપે અમર રહેશે. પણ આ બધું રેંટિયો વહાલો કર્યે જ થાય તેમ છે. તેથી હિન્દુસ્થાનને માટે આજે જો કોઇ ઉત્તમમાં ઉત્તમ રાષ્ટ્રીય શિક્ષણ હોય તો તે સમજીને-બુદ્ધિપૂર્વક–રેંટિયાને અપનાવવો એ જ છે, એવો મારો નિશ્ચિત મત છે.



# ૨૯. મારો કચ્છ.



૧. મારી જિંદગીમાં મેં જે જે ફેરફારો કર્યા તે મહાન્ પ્રસંગોને લઇને જ કર્યા છે. અને તે યે એટલા બધા વિચારપૂર્વક કે મારે પાછળથી ભાગ્યે જ પસ્તાવું પડ્યું છે. વળી તે ફેરફાર કર્યા વગર મારાથી જ્યારે નથી રહેવાયું, ત્યારે જ મેં તે કર્યા છે. એવો ફેરફાર મેં મદુરામાં મારા પોષાકમાં કર્યો.

૨. પ્રથમ વિચાર મને બારીસાલમાં થયેલો. ખુલનાના દુષ્કાળપીડિત લોકોને સારૂ જ્યારે મને ઠીક મહેણાં મારી કહેવામાં આવ્યું કે જ્યારે ત્યાંના લોકો ભૂખે અને નાગા મરતા હતા ત્યારે હું કપડાં બાળતો હતો, ત્યારે મને લાગ્યું કે હું માત્ર કચ્છભેર રહી મારૂં પહેરણ અને મારૂં ધોતિયું ડૉ. રૉયને મોકલું, પણ મેં મારા ઉભરાને રોક્યો. તેમાં હુંપણું હતું. હું જાણતો હતો કે એ મહેણાંમાં કંઇ જ વજૂદ નહોતું. ખુલના મદદ જતી હતી અને એક જ બંગાળી જમીનદાર તેનું નિવારણ કરવા સમર્થ હતા. ત્યાં મારે કંઇ જ કરવાની જરૂર ન હતી.

૩. બીજો પ્રસંગ મારા સાથી મહમદઅલી મારા દેખતાં જ પકડાયા ત્યારે આવ્યો. તે પકડાયા પછી હું તરત જ સભામાં ગયો. તે જ વેળા પહેરણ અને ટોપી ઉતારવાનો ઇરાદો કર્યો. પણ તેમાં દેખાવ થવાનો દોષ આવશે એમ ધારી મેં મારા આવેશને રોક્યો.

૪. ત્રીજો પ્રસંગ મદ્રાસની મુસાફરીમાં આવ્યો. લોકો મને કહેવા લાગ્યા કે અમારી પાસે પૂરી ખાદી જ નથી. ખાદી મળે છે તો પૈસા જ નથી. 'મજુરો પોતાનાં પરદેશી કપડાં બાળે તો પછી તેઓ ખાદી ક્યાંથી લાવે?' આ મારા હૃદયમાં પેશી ગયું. મને આ દલીલોમાં સાચ ભાસ્યું. 'ગરીબો શું કરે?' એ ધ્વનિએ મને અકળાવ્યો. મારૂં દુઃખ મેં મૌલાના આઝાદ સોબાની, શ્રીયુત રાજગોપાલાચારી, ડાક્તર રાજન્ વિગેરે આગળ મૂક્યું,

અને સૂચવ્યું કે મારે હવે કચ્છભેર જ રહેવું જોઇએ. મૌલાના સાહેબ મારું દુઃખ સમજ્યા. તેઓએ મારો વિચાર ખૂબ પસંદ કર્યો. બીજા સાથીઓ ગભરાયા. તેમને લાગ્યું કે મારા એટલા મોટા ફેરફારથી લોકો અકળાશે. કોઇ સમજશે નહિ, કોઇ મને દિવાનો ગણશે, અને બધાને તેની નકલ કરવી અશક્ય નહિ તો મુશ્કેલ લાગશે.

૫. મેં ચાર દિવસ સુધી વિચારો ઘોળ્યાં જ કર્યા અને દલીલોને ઘૂંટી. મારા ભાષણમાં કહેવા લાગ્યો કે 'જો તમને ખાદી ન મળે તો તમે માત્ર લંગોટી જ પહેરજો, પણ પરદેશી કપડાં તો કહાડજો જ.' પણ એ કહેતાં હું મનમાં સંકોચાતો હતો. જ્યાંસુધી મેં પોતે ધોતિયું પહેરણ વિગેરે પહેર્યાં હતાં, ત્યાંસુધી મારા બોલવામાં કંઇ જોર ન લાગ્યું.

૬. વળી મદ્રાસમાં સ્વદેશીનો જે અભાવ મેં જોયો, તેનાથી પણ હું ગભરાયો. લોકોનો પ્રેમ ખૂબ જોયો, પણ તે મને લુખ્ખો લાગ્યો.

૭. વળી પાછો મને ઉથલો માર્યો. વળી સાથીઓની સાથે ચર્ચા કરી. તેઓની પાસે નવી દલીલ તો નહોતી. દરમિયાન સપ્ટેમ્બરનો અંત નજર આગળ તરવા લાગ્યો. સપ્ટેમ્બરને અંતે બહિષ્કાર પૂરો થવો જોઇએ. એ કેમ થાય? અથવા હું તેને સારૂ શું કરૂં?

૮. આમ વિચારતાં મદુરા અમે તારીખ ૨૨મીની રાત્રે પહોંચ્યા. મેં નિશ્ચય કર્યો અને તોડ કહાડ્યો કે ઓછામાં ઓછું અકટોબરની આખર સુધી તો મારે માત્ર કચ્છભેર જ રહેવું. પ્રાતઃકાળમાં મદુરાના વણકરોની જ સભા હતી, ત્યાં હું કચ્છભેર હાજર થયો.

૯. મૌલાના સાહેબને તો આ વાત એટલી ગમી કે તેમણે પોતે શરિયત પ્રમાણે ફેરફાર કરી શકાય તેટલો ફેરફાર કરી નાખ્યો. ઇજારને બદલે એક ટૂંકી લૂંગી ધારણ કરીને કોણી સુધી જ પહોંચે એટલું કુડતું લીધું. નિમાજની વખતે માથે કંઇક હોવું જ જોઇએ, તેથી તેટલા જ વખતને માટે ટોપી પહેરે છે.

૧૦. બીજા સાથીઓ શાંત છે. મદ્રાસનો સામાન્ય વર્ગ આશ્ચર્યવત્ થઇ જોયાં કરે છે.

૧૧. પણ મને હિંદ દિવાનો કહેશે તેથી શું? અથવા સાથીઓ નકલ નહિ કરે તેથી યે શું? આ કાર્ય સાથીઓને નકલ કરવા સારૂ તો નથી જ.

આથી જનસમાજને ધીરજ આપી માર્ગ બતાવવો છે અને મારો રસ્તો સાફ કરવો છે. હું કચ્છભેર ન રહું, ત્યાંસુધી બીજાને કચ્છભેર રહેવાનું મારાથી કેમ કહેવાય ? હિન્દુસ્થાનમાં લાખો નાગાં ફરે, ત્યાં મારે શું કરવું ? છેવટે સવા માસ કચ્છભેર રહી અનુભવ તો લઉં ? મેં મારૂં કરવામાં બાકી ન રાખ્યું એટલો સંતોષ તો મેળવું ?

૧૨. આમ વિચારી મેં પગલું ભર્યું છે. મારા ઉપરથી તો બોજો ઉતર્યો છે. અહિંની હવામાં પહેરણ વિગેરેની જરૂર વર્ષના આઠ માસ તો નથી જ લાગતી. તેમાં યે મદ્રાસમાં તો બાર માસમાં ટાઢ જેવું જ નથી હોતું એમ કહીએ તો ચાલે, અને મદ્રાસમાં સારા કહેવાતા લોકો પણ ધોતિયા સિવાય બીજું ઓછું જ પહેરે છે.

૧૩. હિંદના કરોડો ખેડુતોનો પોષાક તો ખરે કચ્છ જ છે. તેઓને એથી વધારે નથી હોતું, એવું હું ચોમેર જોઉં છું.

૧૪. આ બધાનો સાર માત્ર એટલો જ કહાડવા ઇચ્છું છું કે વાંચનાર મારા મનનો તાપ સમજે. મારા સાથી અથવા વાંચનાર પોતે કચ્છભેર રહે એમ હું ઇચ્છતો નથી, પણ હું એટલું જરૂર ઇચ્છું છું કે તેઓ વિદેશી કાપડના બહિષ્કારનો અર્થ પૂરો સમજે અને બહિષ્કાર કરાવવા તથા ખાદી ઉત્પન્ન કરાવવા પોતાથી બનતો પ્રયત્ન કરે, સ્વદેશીમાં સર્વસ્વ છે એ સમજે.



# ૩૦. સવાલજવાબ.

૧. સ૦—રેંટિયાથી જીવન શી રીતે નભી શકશે ?

જ૦—બુદ્ધિ વાપરનાર કમાણી પણ કરી શકે, પણ અત્યારે તો રેંટિયાને હું આપદ્ધર્મ તરીકે મુકું છું. હિન્દુસ્થાનના બધા છોકરાઓ રોજ ૪ કલાક સુતર કાંતવાની પ્રતિજ્ઞા લે તો એક મહિનામાં સૂતરના ભાવ ઘટી જાય.

૨. સ૦—દેશના રક્ષણ માટે પોલિસની જરૂર પડશે. આપ રેંટિયાને બદલે અમને કવાયત શીખવીને તે કામ માટે લાયક કેમ નથી કરતા ?

જ૦—પોલિસનું કાર્ય તે હું તમને કેવી રીતે શીખવું ? જ્યાં ભય હોય ત્યાં જઇને ઉભા રહેવાની શક્તિ આવવી જોઇએ. તમે શું એમ કહેવા માગો છો કે ઉચ્ચ શિક્ષણ નિરાંતે લઈ લીધા પછી જ સ્વરાજ્યની પેરવી કરીશું ?

૩. સ૦—તમે વારંવાર 'લડાઇની સ્થિતિ' 'લડાઇની સ્થિતિ' છે એવી વાત કર્યા કરો છે તો શું 'વૉલંટિયર આર્મી' ઉભું કર્યા વિના તે થઇ શકશે ? વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ પણ આપવી જ જોઇએ. તો હાલ રેંટિયાને બદલે તેના ઉપર વધારે ભાર મૂકવાની જરૂર નથી શું ?

જ૦—એ લશ્કરી તાલીમ તો બહુ જ થોડા વખતમાં આપી શકાય એમ છે, અને લશ્કરી તાલીમ એટલે વળી શું ? બહાદુરી તે કંઈ અટાપટા ખેલવાથી આવે ? શહેરમાં પાછાં તોફાન થાય અને લોકો ઘર બાળવા લાગે તો તરત દોડી જઇને જે વચ્ચે પડે અને કહે કે મને માર્યા પછી જ તમે ઘર બાળી શકશો તે ખરો બહાદુર. તેવે વખતે શું હૂકમો અપાતા હશે ? 'માર્ચ' 'ક્વિક માર્ચ' સાંભળવા સુધી ઉભા રહેવાતું હશે ? તેવે વખતે તો કવાયત પણ ભૂલવાની. એવે પ્રસંગે તો હું એમ જ કહી શકું કે ભાઇ દોડાય તેટલું દોડીને એ જગ્યાએ પહોંચી જાઓ. હું તો એવો

સમય આવે તો કંઇ પણ સાથે લીધા વિના—જોડા પહેરતો હોઉં તો તે પણ પહેરવા મૂકીને—દોડું અને આગો હોલવતાં ભસ્મ થઈ જાઉં. હું જો આમ ભસ્મ ન થઇ જાઉં તો કહેજો કે ગાંધી બડી બડી વાતો કરતો હતો તે બધી મિથ્યા.

૪. સ૦—[ રેંટિયાથી સ્વરાજ્ય મેળવવું મૃગજળ જેવું નથી શું ? ]

જ૦—રેંટિયે સ્વરાજ્ય એ જેને મૃગતૃષ્ણા જેવું લાગે તેને અસહકાર ન જ રુચે એ મારે કબૂલ કરવું જ જોઇએ. ધીમે ધીમે હિન્દુસ્થાન સમજતું થયું છે અને હજુ વધારે સમજશે એવો મારો વિશ્વાસ છે. જે ધર્મ છોડ્યાથી આપણે ભીખારી બન્યા છીએ તે ધર્મનો સ્વીકાર કરવાથી જ આપણે તવંગર બનીએ એ મને તો મૃગતૃષ્ણા ન જ લાગે. રેંટિયો સહજ ધર્મ છે એ તો હવે દિવસે દિવસે અનુભવ પૂરવાર કરતો જાય છે. બે હજાર કે બસેં વર્ષ પહેલાંની સ્થિતિએ પહોંચવામાં હું પાપ માનતો નથી. આપણે ભૂલથી, જબરદસ્તીથી કે કાળને વશ થઇ અમુક સારી ટેવો છોડી હોય તો પાછી ગ્રહણ કરીએ તેમાં આપણી વિવેકબુદ્ધિનો પ્રયોગ રહ્યો છે.

૫. સ૦—રેંટિયાથી અસહકારની લડતને શી મદદ મળશે ?

જ૦—રેંટિયાથી હિન્દુસ્થાનની આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકાશે. આર્થિક સ્વતંત્રતા નહિ આવે, ત્યાંસુધી સ્વરાજ્ય આપણે ભોગવી નથી શકવાના. આપણે સાબુ વિના, સોય વિના કે ટાંકણી વિના ચલાવી શકીએ. પણ કાપડ વિના ન ચલાવી શકીએ. અત્યારે આપણે બહારથી જેટલો માલ લાવીએ છીએ તેટલો આપી શકતા નથી. આથી વરસોવરસ આર્થિક ખોટ ચડતી જ જાય છે. સરકારી લશ્કરનો ભારે ખર્ચ આપણે ઉપાડવો પડે છે જ. ૬૦ કરોડ રૂપિયા કપડામાં આપી દઇએ અને બીજું નકામી હાજતોમાં જાય એ પણ જૂદું. આ જો સાચું હોય તો આપણે આર્થિક સ્વતંત્રતા મેળવી લેવી જ જોઇએ. ૬૦ કરોડ રૂપિયા આપણે બચાવી શકીએ છીએ તે બચાવી લઇએ. ૬૦ કરોડ બચાવીશું એટલે બીજા પણ બચાવવાની શક્તિ આવશે અથવા તેવી ચીજો બહારથી લેવી પણ તે વખતે પાલવશે.

૬. સ૦—' તમે કાર્યક્રમના બીજા કોઈ ભાગમાં પડી જશો અને સ્વદેશીની હિલચાલ તરફ ઓછું ધ્યાન આપશો એટલે ખાદીનાં માન પાછાં

ઘટી જશે અને લોકો તો તેમના બારીક પોષાક પાછા પહેરતા થઇ જશે એમ શું ન બને ? વિદ્યાર્થીઓને નિશાળો અને કૉલેજોમાંથી ઉઠાડી લેવાનો ઘો ચાલ્યો હતો તે વખતે સરકારી શાળાઓ અને કૉલેજોને બહુ નુકસાન પહોંચ્યું હતું. ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ હવે તે જ શાળાકૉલેજોમાં પાછા સંખ્યાબંધ ભરાવા લાગ્યા છે. એ ઉપરથી આ અનુમાન પણ ન કહાડી શકાય ? '

જ૦—દાખલો સારો નથી પસંદ કર્યો. શાળાત્યાગની ચળવળે સરકારી શાળાઓ અને કૉલેજોની પ્રતિષ્ઠાને જે ફટકો લગાવ્યો, તેમાંથી તેને પાછી કળ વળી જ નથી. બેશક જેમણે આવેશમાં ને આવેશમાં ત્યાગ કર્યો તે પાછા તેમના રહેઠાણે પહોંચી ગયા છે, પરન્તુ કલકત્તા યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલરે બંગાળની કૉલેજોને નુકસાન પહોંચ્યા બદલ જે વિલાપ કર્યો છે તે જૂઓ. એ ચળવળની અસર હજી પણ કામ કરી રહી છે. પરંતુ શાળાત્યાગની હિલચાલ તો એક અલ્પ સંખ્યાને જ લાગુ પડનારી હતી અને તે સ્થાયી સ્વરૂપની હતી જ નહિ; જ્યારે સ્વદેશી તો દરેક સ્ત્રીપુરુષ અને બાળકને લાગુ પડે છે, અને સ્થાયી સ્વરૂપની છે. વળી પરદેશી બારીક કપડાં પાછાં ધારણ કરવાં એ ખર્ચાળ વસ્તુ છે. એટલા–માટે જો હું એટલું કબૂલ રાખવા તૈયાર છું કે કેટલાક લોકો એવા છે કે જે કેવળ દેખાવ કરવાને જ સ્વદેશી પહેરે છે અને અંતે તેમનો ખરી પડવાનો સંભવ છે, છતાં મોટી સંખ્યા તો સ્વદેશીને ચુસ્તપણે વળગી રહેશે. સ્વદેશી એ કેવળ સાધન નથી. એમાં સાધન અને સાધ્ય બંને રહેલાં છે.

૭. સ૦—૧૦ આનાનું રોજ કમાનારાઓએ પરદેશી કપડાંનો બહિષ્કાર કઇ રીતે કરવો ? ૧૦૦ થી ૧૫૦ રૂપિયાનો પગાર મેળવનાર પરદેશી કપડાં કહાડી નાખી નવાં સ્વદેશી કે ખાદીનાં કપડાં કેમ કરાવી શકે ? તેણે શું કરજ કરવું ? શું ભિક્ષા માગવી, કે હવે પછી નવાં પરદેશી કપડાં લેવાનું વ્રત લઇ સંતોષ માનવો ?

જ૦—એવો ગરીબ માણુસ પણ પરદેશી કપડાં રૂપી મેલ તો કહાડે જ. પછી ભલે ખાદીની ભીખ માગે, મિત્ર પાસેથી ઉધાર લે, કે મજુરી કરી મેળવે, અને દરમિયાન લંગોટીભર રહે. દઢ આગ્રહ આપણને

ઘણી ભીડોમાંથી ઉગારી લેશે. દૃઢ આગ્રહ એ એક જાતની પ્રભુ પ્રાર્થના છે અને તે ફળે છે.

૮. સ૦—તમે ખાદી પહેરાવવા માગો છો, પણ તે તો મોંઘી છે.

જ૦—પરદેશી કપડું મફત મળે તોપણ મોંઘું છે. ખાદી મોંઘી મળે તોપણ સોંઘી છે, કેમકે તેમાં નાખેલા બધા પૈસા હિન્દુસ્થાનના ગરીબોનાં ઘરમાં જાય છે. વળી ખાદી વધારે ટકાઉ હોય છે અને ખાદીની સાથે રહેલી સાદાઇ આપણા જીવનના બીજા ભાગોમાં પસરી તેની સુવાસ ફેલાવી પ્રજાજીવનને સરળ અને શુદ્ધ કરે છે.

૯. સ૦—અશ્રદ્ધા, લજ્જા, ભય આદિ કારણથી કોઇ પોતાનાં પરદેશી કપડાંમાંથી થોડાં ઘણાં કહાડી આપે અને પછી પાછાં તેવાં જ પરદેશી કપડાં લે તો તેમાં દેશને લાભને બદલે હાનિ જ છે. એટલે પરદેશી કપડાંનું ઉઘરાણું શાસારૂ કરવું ? પરદેશી કપડામાં રહેલી ગુલામી માત્ર લોકોને બતાવી દઇ ' यथेच्छसि तथा कुरु ' કાં ન કહેવું ?

જ૦—આપણે કોઇના પર અશ્રદ્ધા કે અવિશ્વાસ કેમ રાખીએ? આપણે બીજાને શાસારૂ પાખંડી લેખીએ ? કોઇએ આપણને મનમાં મેલ રાખીને કપડાં આપ્યાં છે એમ કેમ માનીએ? છતાં ગમે તે વૃત્તિથી માણસ સત્કાર્ય કરે તોપણ તેમાં કાંઇક તો લાભ રહેલો જ છે. અમુક માણસ ડરથી સાચું બોલે તો તેટલાથી પણ તેના જૂઠા બોલવાથી જગતને જે હાનિ થાત તે થતી અટકે છે. અશુભ ભાવથી માણસ સારૂં કામ કરશે તો તેને પોતાને તો હાનિ જ થશે, તેને તે કામનું પુણ્યફળ નહિ મળે, પરન્તુ જગતને તો તેના કામમાં રહેલા સારાપણાનો લાભ થશે જ. ભયથી પરદેશી કપડાં કહાડનાર અને સ્વદેશી પહેરનારને સ્વદેશીવ્રત પાળ્યાનું પુણ્ય ભલે ન મળે પણ તેના સ્વદેશી પહેર્યાથી દેશના કારીગરને રોજી મળશે અને તેટલું હિત તો તેનાં કાર્યમાંથી નિપજશે જ. પણ આપણે તો એમ જ માનવું ઘટે કે જેણે જે કાંઇ આપ્યું છે તે શુદ્ધ નિષ્ઠાથી આપેલું છે.

'यथेच्छसि तथा कुरु' એ વાક્યનો ઉપયોગ પણ ભૂલભરેલો સૂચવાયો છે. એ વાક્ય શ્રીકૃષ્ણે ક્યારે ઉચ્ચાર્યું ? અર્જુનને પૂરી રીતે સાણસામાં લીધા પછી જ. તેને તેનું કર્તવ્ય બતાવ્યું, ખૂબ વિનવ્યો અને આખરે કહ્યું કે " તારી ઇચ્છામાં આવે તેમ કર. " આપણે પણ લોકોને સમજાવવા

રહ્યા, લજવવા રહ્યા; અને પછી ન માને તો ઇચ્છા હોય તેમ કરે એમ આપણે કહીએ.

આપણે મારવા ઇચ્છવું ન જોઇએ. આપણે મરવા ઇચ્છતા ન હોઇએ, તોપણ આપણે પરદેશી કાપડનો બહિષ્કાર તો કરવો જ જોઇએ. કંઇ કર્યા વિના શાંત બેસી રહેવામાં ધર્મ નથી. અમુક તલમાં તેલ છે એમ મને લાગશે, ત્યાંસુધી હું તે પીલીશ, પણ પછી તે છોડી દઇશ. મારે બીજો વ્યાપાર ઘણો યે કરવો રહ્યો છે!

૧૦. સ૦—જે કપડાં અમે સ્વદેશી સમજી લીધાં છે એમ અમને સમજાવવામાં આવ્યું છે, તેનો ત્યાગ શાસારૂ ઇચ્છિવામાં આવે છે? સ્વદેશીનો અર્થ આજસુધી એક હતો, હવે બીજો કરવામાં આવે છે, અને થોડા વખત પછી વળી કંઇક નવો જ કાં નહિ કરવામાં આવે? તો શું હરવખતે અમારે અમારાં કપડાં કહાડી આપવાં?

જ૦—આપણને કોઇ કરિયાતું સમજીને સોમલ આપશે, તો શું આપણે તે ખાઇ જઇશું? આ સવાલ જ ન પૂછી શકાય એવો છે. મને પારો ચડાવીને કોઇએ પૈસો આપ્યો હોય અને તેને હું બજારમાં અર્ધા તરીકે વટાવવા જાઉં તો શું મને પોલિસ નહિ પકડે? જે વસ્તુ આપણને ખોટી જણાય તે જ ઘડીએ આપણે તેનો ત્યાગ કરવો ઘટે. પણ સ્વદેશીની વ્યાખ્યા તો જે મે ૧૯૧૯ માં બાંધી હતી તે જ આજે પણ છે. પરંતુ જે દિવસે એ વ્યાખ્યા ઘડાઇ તે દિવસે તો મારા શરીર ઉપર પણ ખાદી ન હતી. જે ન હતું તે હું હિન્દુસ્થાન આગળ શી રીતે રજુ કરી શકું? આજે તો સૂતર અને ખાદીના ઢગલે ઢગલા છે. હવે માત્ર આપણને આત્મવિશ્વાસની જરૂર છે. સ્વદેશી વ્યાખ્યાનાં રૂપાન્તર આપણે આપણી અનુકૂળતાએ કર્યા. માણસ બધી ગુલામીમાંથી છૂટે પણ તેને તેના સાથીઓના ગુલામ તો થવું જ પડે છે. એટલે મેં તેઓની ખાતર અહિંના રૂમાંથી મીલમાં કંતાયેલા સૂતરનું વણાયેલું કાપડ વાપરી શકાય એવા પ્રકારનુ બીજું એક વ્રત ઘડયું, પણ એટલેથી વાત અટકી નહિ. આમાં પણ મુશ્કેલી જણાઇ; એટલે વળી મેં ત્રીજું વ્રત ઘડયું! પણ ખરૂં સ્વદેશી તો એક જ છે. એ વ્રત લેવાનું હું આજે સૌને કહી રહ્યો છું.

૧૧. સ૦—અમે આજથી નવાં પરદેશી કપડાં ન લેવાનું વ્રત લઇએ અને અમારી પાસે જે પરદેશી કપડાં છે તે પહેરી ફાડીએ તો તેમાં શું ખોટું?

જ૦--હું સમજતો નથી કે જે વસ્તુમાં એક વાર આપણને અધર્મ દેખાયો તેને પછી આપણે કઇ રીતે સંઘરી શકીએ. પરદેશી કપડાં પહેરવાં એ આપણે માટે અધર્મ હોય તો આપણે ક્ષણ વાર પણ તે કેમ રાખી શકીએ? કોઇના ઘરમાં પેસી હું બળાત્કારે તેનો ચૂલો ભાંગી નાખું તો મેં ઘોર પાપ કર્યું કહેવાશે. પરદેશી કાપડના વેપારે આપણા ગરીબવર્ગનો ચૂલો ભાંગી નાખ્યો છે, આપણા ઉદ્યોગને જમીનદોસ્ત કરી મૂક્યો છે, અને અનેકને ભૂખે મરતા કરી દીધા છે. એ વેપારને લીધે આપણે આપણા પેટ ઉપર પાટુ મારી છે. એ પણ ઘોર પાપ થયું. શું આપણા પગની બેડી કોઇ તોડે તો તેના કટકા આપણે સાચવી રાખીશું? હું જાણું છું કે લાંબો વખત બેડી પહેરનાર ગુલામને જેમ બેડી ઉપર મોહ ઉત્પન્ન થાય છે તે જ રીતે આપણને પણ પરદેશી કાપડને વિષે મોહ ઉપજ્યો છે, અને એથી જ આવી શંકા આપણે કરીએ છીએ.

૧૨. સ૦—કદાચ અમે અમારાં પરદેશી કપડાં કહાડી નાખીએ તો યે અમે તે આપણા દેશના ગરીબોને અને અર્ધ નગ્ન દશામાં ફરનાર ભાઇઓ અને બહેનોને કાં ન આપીએ? તેઓને આપી તેઓના અંતરાત્મા કાં ન ઠારીએ? અને પરદેશ–હિન્દ બહાર–શાસારૂ મોકલીએ?

જ૦—આપણા ઘરમાં કોઇએ ગોમાંસ નાખ્યું હોય તો તેને નાખી દઇએ કે તે ગરીબને આપીએ? કોઇ ગરીબને તો તે કદાચ ખપનું પણ હોય, પણ આપણે જે વસ્તુ વાપરવામાં પાપ માનીએ તે બીજાને કેમ આપીએ? આપણે આપણો કાચો સડેલો ખોરાક કોઇને ખાવા આપીશું કે તે દાટી દઇશું? સમાજની એવી કફોડી દશા છે કે સડેલા ખોરાકથી પણ પેટ ભરવા આજે માણસો તૈયાર છે, પણ તેઓને સડેલો ખોરાક આપવામાં આપણી શ્રીમંતાઇ કે ખાનદાની તો નથી જ રહેલી એ તમે કબૂલ કરશો.

આપણે તો ભારે અન્નદાન દેનારા રહ્યા. પણ આપણે દયામાં વિવેક ભૂલ્યા છીએ. આપણો ઉતાર તે ગરીબોને શણગાર શાસારૂ હોવો જોઇએ? ગરીબને દાન શેનું હોય? આપણે ગરીબને સ્વાશ્રયી બનાવીએ એ જ આપણું દાન હોઇ શકે. આપણી હિલચાલ જ ગરીબને આપણા જેવા

બાનવવાની છે. આપણા જેવા એટલે ધનવાન્ નહિ, નાગા ભૂખ્યા નહિ એ જ. આપણને જેમ શ્વાસોચ્છ્વાસ લેવાનો હક્ક છે તેમ પાપીમાં પાપીને પણ તે હક્ક રહેલો છે. તેને ખાવાપીવાનો ઓઢવાનો હક્ક નથી એમ કોઈ શાસ્ત્ર કહેતું નથી. ભીખ માગવાનો અધિકાર કોને છે? જે માણસ સાધુ છે, જેણે આપણને જ્ઞાનનું દાન કર્યું છે અને કરે છે, તેના સિવાય બીજાને ભિક્ષાનો અધિકાર જ નથી, આપણે ભિક્ષા આપી અવિવેક કરીએ છીએ, પાપ કરીએ છીએ. આપણાં અનેક સદાવ્રતો આળસ અને પાપની નિશાનીઓ છે એમ હું માનું છું. હિન્દુસ્થાનમાં એક પણ માણસને હાથ લાંબો કરવાની જરૂર ન રહે એવી સ્થિતિ થવી જોઇએ આપણે ગરીબને સ્વાશ્રયી બનાવવા હોય તો તેમને ઉદ્યમ શીખવવો પડશે જ. મારી પાસે એક અંગ્રેજ આ વિષે વાત કરવા આવ્યો હતો. તેને હું સમજાવતો હતો કે તમે શું ગરીબને તમારી હૅટ આપશો, તમારો સૂટ આપશો? અત્યારે તમે ભેગા થયેલાઓમાંથી કોઇના માથે હું એવી પાઘડી કે ટોપી જોતો નથી કે જેનો ઉપયોગ ગરીબને હોય. બહેનોની રંગબેરંગી બારીક સાડીઓને ગરીબો શું કરશે? તેમનો તે પહેરવેષ જ નથી. આપણે જો વિચાર કર્યો હોત તો આપણા પહેરવેષનું ગરીબની સાથે કાંઇક પ્રમાણ રાખત. કાઠિયાવાડની ભરવાડણોને હું પિછાનું છું. તેઓ તમારી આપેલી સાડીઓ જરૂર ફેંકી દેશે. એવી તે ગરીબ સ્ત્રી કઇ પડી છે કે જેને તમારી રેશમી સાડીની હાજત હોય? શું દુકાળિયાઓને આપણે રેશમી સાડીઓ મોકલીશું? શું તેઓમાં આપણે બુદ્ધિભેદ ઉત્પન્ન કરીશું? ગીતાજીમાં બુદ્ધિભેદ કરવાની મનાઇ કરી છે. આપણે કહાડી નાખેલી વસ્તુઓ ગરીબોને આપીશું તો તેથી તેઓની આંતરડી ઠરશે એમ તમે શાસારૂ માનો છો? આપણે જેમાં પાપ માન્યું તે જ વસ્તુ તેઓને આપી એમ તેઓ સમજતા થશે ત્યારે તો તેઓ આપણને બદદૂઆ દેશે. તમને દુકાળિયાં ઉપર દયા હોય તો તમારી પાસે તમારા પોતાના માટે જે હોય તેમાંથી તેઓને આપો. શામાટે તમે જે ખાદી વાપરવાના છો તેમાંથી થોડીક તમે તેઓને ન આપો? પુણ્ય કાંઇ સહેલી વસ્તુ નથી.

૧૩. સ૦—અમારી પાસેનાં પરદેશી કપડાં અમે પરદેશ મોકલી આપવા કહાડી આપીએ; પણ તેની હોળી શાસારૂ કરવી? જે મજુરી આ

કપડાં ઉત્પન્ન કરવામાં માણસે કરી તે શાસારૂ નાહક પાણી મૂલે જતી કરવી?

જ૦—હું તો પરદેશ પ્રત્યે પણ સભ્યતા વાપરનારો રહ્યો. આપણે શામાટે મીલોમાંનું કાપડ લઇને તેમને ન મોકલીએ? હું એટલું તો કબૂલ કરીશ કે જેટલો દોષ એ કાપડ અહિં દઇ દેવામાં છે તેટલો તે મોકલવામાં નથી. કેટલીક વસ્તુઓ અમુક સ્થળે જ પાપમય છે, સદા સર્વસ્થળે પાપમય નથી હોતી. પરદેશી કપડાનું તેવું છે. યુરોપના દેશો કે જેઓ ઘણે ભાગે પરદેશ ઉપર કાપડ માટે આધાર રાખે છે અને જ્યાં રૂ પાકતું નથી તેઓ માટે પરદેશી કાપડ પાપમય ન હોય. યુરોપમાં બની આપણા દેશમાં આવેલું કાપડ આપણે યુરોપ પાછું મોકલી શકીએ, આ વિષે મારાથી મુસલમાન ભાઇઓ સાથે રકઝક ન થઈ શકે. એટલે મેં નમતું મૂક્યું અને આપણે કહાડી નાખેલાં કપડાં સ્મર્ના મોકલવાની છૂટ રાખી. પણ આપણો પ્રથમ ધર્મ તો તેની હોળી કરવાનો જ છે.

જે વસ્તુ ઉપર માણસજાતે મજુરી કરી તેનો નાશ કેમ કરાય, એમ પ્રશ્ન છે. પણ જગતમાં એવી તે કઇ વસ્તુ છે કે જે ઉપર મજુરી કરવામાં આવી હોય અને જેનો નાશ ન થતો હોય? મારી પાઘડી સુંદર બાંધેલી છે—અને મારા ભાઈ તો પાઘડી બાંધવાનો ધંધો કરતા—પણ મારી પાઘડીમાં મરકીના જંતુ પડે તો તે પાઘડી મારા ભાઇએ બાંધી છે એ ખાતર મારે તેનો નાશ ન કરવો? મારી ફરજ તો તેનો નાશ કરવાની જ રહી. મનુષ્ય-દેહને આપણે સંસારસાગર તરવાની નૌકા માનીએ છીએ. એવી અગત્યની વસ્તુનો પણ નાશ ઇશ્વરે સરજેલો છે. તે તો ઘણી યે વસ્તુઓનો નાશ કરે છે. શું આપણે તેના કરતાં વિશેષ ડાહ્યા? આપણે ઘડેલી વસ્તુનો નાશ કરવાનો આપણને હક્ક છે.

૧૪. સ૦—દેશમાં ઘણા લોકો અર્ધા નાગા ફરે છે અને ટાઢથી થરથર ધ્રૂજે છે, તેવે સમયે કપડાંની હોળી કરવામાં ધાર્મિક અથવા બીજી કાંઈ ખૂબી રહી હોય તે તમે સમજાવશો?

જ૦—હા. હિંદુસ્થાને જેમ પોતાને ઘેર રાંધેલો ખોરાક ખાવો જોઇએ, તેમ જ પોતે કાંતેલા સૂતરનું કપડું પહેરવું જોઇએ, એ તેને માટે જીવનનો એક મૂળભૂત કાયદો છે. એ કાયદાની અવગણના કરવાનો તેણે

અપરાધ કર્યો, તેમાંથી આ અર્ધનગ્ન દશા પ્રાપ્ત થઇ છે એ હું જાણું છું. હું મારાં તજી દીધેલાં પરદેશી કપડાં તેમને આપું તેમાં તેમનું દુ:ખ લંબાવવાનું જ રહેલું છે. પરંતુ આ હોળીઓમાંથી જે ગરમી પ્રગટશે તે થોડો સમય તો ચાલશે. એક કરચે કરચની હોળી કરી નાખવામાં આવે તો તેની ગરમી હંમેશને માટે રહેવાની અને પ્રજામાં વધારે અને વધારે તાકાત આવતી ચાલુ રહેશે.

૧૫. સ૦—કપડાં બાળવામાં શું અહિંસાવ્રતનો ભંગ થતો નથી?

જ૦—મેલ ધોવામાં હિંસા નથી. જેમાં આત્માનું પતન છે તે પાપ છે. કેટલીક હિંસા અનિવાર્ય છે. શાસ્ત્રો કહે છે કે શ્વાસોચ્છ્વાસમાં હિંસા છે. વળી વનસ્પતિમાં પણ જીવ છે અને વનસ્પતિ આપણે ખાઇએ છીએ, છતાં તેમાં આપણે હિંસા કરીએ છીએ એમ માનતા નથી. સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇશું તો આપણને જણાશે કે પાણીમાં પણ જંતુઓ ભર્યાં છે, દૂધમાં પણ જંતુઓ ખદબદી રહ્યા છે; તેમ છતાં આપણે પાણી લેવામાં દોષ નથી લેખ્યો, અને દૂધ તો ભારે પુષ્ટિકારક ખોરાક લેખાયો છે. હું અત્યારે તમારી સમક્ષ બોલી રહ્યો છું, તેમાં પણ કેટલીક હિંસા તો રહેલી જ છે. પણ આવી હિંસા અનિવાર્ય છે અને તેમાં આપણે પાપ માનતા નથી. એક કોળીએથી ચાલે અને બે ખાઇએ તો તે પાપ છે. આપણે અલ્પાહારી ન બનીએ તો ચોર છીએ એમ ગીતા કહે છે, છતાં આપણે ભારે મોટા ન્યાતવરા કરીએ છીએ; પદે પદે ગીતાવચનનો ભંગ કરીએ છીએ. એટલે આવો પ્રશ્ન કેમ પૂછી શકાય?



# આધારની નોંધ.



૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઈ.=યંગ ઇંડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.=આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઇં. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઈ. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૧૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ-માસ-વર્ષ.

## ૧. સ્વદેશીભાવના.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સૃ. | પૃ. ૩૪ |
| ૧-૨ | ,, | ,, ૩૫ |
| ૨-૫ | ,, | ,, ૬ |
| ૫-૬ | ,, | ,, ૩૭ |
| ૭-૯ | ,, | ,, ૩૮ |
| ૯-૧૨ | ,, | ,, ૩૯ |
| ૧૨-૧૪ | ,, | ,, ૪૦ |
| ૧૫-૧૭ | ,, | ,, ૪૧ |
| ૧૭-૨૦ | ,, | ,, ૪૨ |
| ૨૦-૨૩ | ,, | ,, ૪૩ |

## ૨. સ્વદેશીનો અર્થ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૪-૯-૧૯ |
| ૨ | ,, | ૧-૫-૨૧ |
| ૩ | ,, | ૧૪-૯-૧૯ |
| ૪ | ન જી. | ૩૦-૫-૨૦ |
| ૫ | ,, | ૧૪-૯-૧૯ |
| ૬-૮ | વિ. સૃ. | પૃ. ૫૩ |
| ૮ | ,, | ,, ૫૪ |
| ૯ | ન. જી. | ૧-૫-૨૧ |

## ૩ શુદ્ધ સ્વદેશીમાં સાવચેતી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૫ | ન. જી. | ૧૧-૭-૨૦ |
| ૬ | ,, | ૩-૧૧-૨૦ |
| ૭-૧૦ | ,, | ૧-૭-૨૧ |

## ૪. સ્વદેશી, ભક્તિ અને નીતિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | અપ્રાપ્ત. | |
| ૩ | ન. જી. | ૫-૪-૨૧ |

## ૫. સ્વદેશીવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | વિ. સૃ. | પૃ. ૩૯૦ |
| ૩-૪ | ,, | ,, ૩૯૧ |
| ૪ | ,, | ,, ૩૯૨ |
| ૫ | ,, | ,, ૩૯૭ |
| ૬ | ,, | ,, ૩૯૮ |
| ૭ | ,, | ,, ૩૯૨ |
| ૮-૯ | ,, | ,, ૩૯૪ |
| ૯-૧૧ | ,, | ,, ૩૯૫ |
| ૧૨ | ન. જી. | ૨૦-૧-૨૧ |
| ૧૩ | અપ્રાપ્ત. | |

## ૬. ત્રિવિધ તાપનું નિવારણ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૧૫ | ન. જી. | ૨૬-૧-૧૯ |

પેરા. આધાર. પૃ. નં. તા.

### ૭. એક જ ઉપાય.

પ્રાપ્ત.

| | | |
|---|---|---|
| ૫ | ન. જી. | ૨૨-૫-૨૧ |
| ૬-૮ | અપ્રાપ્ત. | |
| ૯-૧૦ | ન. જી. | ૧૭-૪-૨૧ |
| ૧૧-૧૩ | ,, | ૯-૧૦-૨૧ |
| ૧૪-૨૦ | ,, | ૧૬-૪-૨૨ |
| ૧૮ | ,, | ૮-૫-૨૧ |
| ૨૧ | ,, | ૧૨-૨-૨૨ |
| ૨૨ | ,, | ૧૨-૬-૨૧ |
| ,, | ,, | ૬-૧૧-૨૧ |
| ૨૩ | ,, | ૫-૬-૨૧ |
| ૨૪ | ,, | ૧૬-૬-૨૧ |
| ૨૫-૨૭ | ,, | ૨૪-૪-૨૧ |

### ૮. સંચા વિરુદ્ધ સ્વદેશી.

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૧૪-૯-૧૯ |
| ૩ | પત્રો | નં ૭૫ |
| ૪-૬ | ન. જી. | ૧૪-૯-૧૯ |
| ૭ | ,, | ૫-૧૦-૧૯ |

### ૯. કવિવરને જવાબ.

| | | |
|---|---|---|
| ૧-૯ | ન. જી. | ૨૦-૧૦-૨૧ |

### ૧૦. સ્વદેશીમાં ખાદી.

| | |
|---|---|
| ૧-૧૫ | અપ્રાપ્ત. |

પેરા. આધાર. પૃ. નં. તા.

### ૧૧. ગરીબાઇ અને સ્વદેશી.

| | | | |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૧૪-૯-૧૯ |
| ૨-૩ | ,, | | ૧૪-૮-૨૧ |
| ૪-૫ | વિ. સ. | પૃ. | ૮૯ |
| ૬ | ,, ,, | ,, | ૩૯૬ |
| ૬-૭ | ,, ,, | ,, | ૩૯૭ |
| ૮ | ,, ,, | ,, | ૩૯૬ |
| ૯ | ,, ,, | ,, | ૩૯૭ |
| ૧૦ | ન. જી. | | ૧૮-૧૨-૨૧ |

### ૧૨. સ્વદેશી અને પોષાક.

| | | | |
|---|---|---|---|
| ૧ | વિ. સ. | પૃ. | ૩૦૨ |
| ૨ | ,, | ,, | ૯૬ |
| ૨-૩ | ,, | ,, | ૯૭ |
| ૪ | ન. જી. | | ૧૨-૬-૨૧ |
| ૫ | ,, | | અપ્રાપ્ત. |
| ,, | ,, | | ૩૧-૭-૨૧ |
| ૬ | વિ. સ. | પૃ. | ૯૭ |

### ૧૩. બહિષ્કાર અને સ્વદેશી.

| | | | |
|---|---|---|---|
| ૧ | વિ. સ. | પૃ. | ૩૯૨ |
| ,, | ન. જી. | | ૧૦-૧૧-૨૦ |
| ૨-૩ | વિ. સ. | પૃ. | ૩૯૨ |
| ૪-૧૦ | ન. જી. | | ૨૫-૧-૨૦ |
| ૧૧-૧૫ | ,, | | ૨૧-૭-૨૧ |

પેરા. આધાર. પૃ. નં. તા.

### ૧૪. સરકારી દલીલ.

| | | |
|---|---|---|
| ૧ | [ ] | |
| ૨-૩ | ન. જી. | ૨૭-૨૧-૨૧ |
| ૪-૬ | ,, | ૨૩-૧૦-૨૧ |
| ૬ | ,, | ૭-૬-૧૯ |

### ૧૫. ત્યાગ અને ઉત્પત્તિ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૬-૧૧-૨૧ |
| ૨ | ,, | ૧૮-૧૨-૨૧ |
| ૩-૮ | ,, | ૨૧-૭-૨૧ |
| ૯-૧૩ | ,, | ૬-૨-૨૧ |
| ૧૪-૧૭ | ,, | ૨૮-૭-૨૧ |
| ૧૮ | ,, | ૨૧-૪-૨૦ |
| ૧૯-૨૦ | ,, | ૮-૫-૨૧ |
| ૨૧-૨૩ | ,, | ૨૦-૧-૨૧ |
| ૨૩-૨૫ | ,, | ૨૦-૧૦-૨૧ |
| ૨૬-૨૮ | ,, | ૧૪-૯-૧૯ |

### ૧૬. પરદેશી કાપડનો મેલ.

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૨૧-૮-૨૧ |
| ૩-૮ | ,, | ૭-૮-૨૧ |
| ૯ | ,, | અપ્રાપ્ત. |
| ૧૦ | ,, | ૬-૨-૨૧ |

### ૧૭. ત્યાગનો સમય.

| | | |
|---|---|---|
| ૧-૧૪ | ન. જી. | ૧૦-૭-૨૧ |
| ૮ | અપ્રાપ્ત. | |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૫ | ન. જી. | ૨૧-૮-૨૧ |
| ૧૬ | ,, | ૫-૬-૨૧ |

---

## ૧૮. નાશનું તત્ત્વ.

| | | |
|---|---|---|
| ૧-૧૧ | ન. જી. | ૧૫-૯-૨૧ |

---

## ૧૯. વિદેશી વસ્ત્રોની હોળી.

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૬-૧૧-૨૧ |
| ૩-૪ | ,, | ૭-૮-૨૧ |
| ૫ | [ ] | |
| ૬-૧૨ | ,, | ૧૭-૭-૨૧ |
| ૧૩-૧૪ | ,, | ૬-૧૧-૨૧ |

## ૨૦. વેપારીઓની સંકડામણ.

| | | |
|---|---|---|
| ૧-૭ | ન. જી. | ૧૭-૭-૨૧ |
| ૮ | ,, | ૨૭ ૨-૨૨ |
| ૯ | ,, | ૧૭-૭-૨૧ |
| ૧૦-૧૨ | ,, | ૫-૩-૨૨ |
| ૧૩ | સ્પી. રા. | પૃ. ૩૩૧ |
| ૧૪-૧૫ | ,, | ,, ૩૩૦ |

---

## ૨૧. રેંટિયો.

| | | |
|---|---|---|
| ૧-૨ | અપ્રાપ્ત | |
| ૩ | ન. જી. | ૨૩-૧૦-૨૧ |
| ૪-૯ | અપ્રાપ્ત. | |
| ૧૦ | ન. જી. | ૮-૫-૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૧ | ન. જી. | ૨૨-૧-૨૨ |
| ૧૨ | ,, | ૬-૨-૨૧ |
| ૧૩ | ,, | ૫-૬-૨૧ |
| ૧૪ | ,, | ૧૨-૬-૨૧ |
| ૧૫ | [ ] | |
| ૧૬-૨૧ | ,, | ૬-૨-૨૧ |
| ૨૨ | ,, | ૨૨-૫-૨૧ |
| ૨૩ | ,, | ૨૧-૮-૨૧ |
| ૨૪ | ,, | ૫-૪-૨૧ |
| ૨૫ | ,, | ૯-૧૧-૧૯ |

---

## ૨૨. પ્રચાર.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૦-૧૦-૨૧ |
| ૨-૫ | ,, | ૨૫-૪-૨૦ |
| ૬-૭ | ,, | ૨-૨-૨૨ |
| ૮ | ,, | ૪-૭-૨૦ |
| ૯ | ,, | ૨૦-૬-૨૦ |
| ૧૦ | ,, | ૧૨-૩-૨૨ |
| ,, | ,, | ૧૬-૧૦-૨૧ |
| ૧૧ | ,, | ૧૨-૩-૨૨ |
| ૧૨ | ,, | ૨૩-૫-૨૦ |
| ૧૩ | ,, | ૧૧-૧૨-૨૧ |
| ૧૪-૧૫ | ,, | ૧૪-૪-૨૧ |
| ૧૬-૧૮ | ,, | ૧૨-૩-૨૨ |
| ૧૯ | ,, | ૧૦-૪-૨૧ |
| ૨૦ | ,, | ૨૦-૩-૨૧ |

---

## ૨૩. સ્વદેશીમાં વિઘ્નો.

| | | |
|---|---|---|
| ૧-૪ | ન. જી. | ૬-૧૦-૨૧ |
| ૫ | ,, | ૧૭-૪-૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૬ | ન. જી. | ૧૦-૨-૨૧ |
| ૭-૮ | ,, | ૪-૧૨-૨૧ |

---

## ૨૪. દેશી રાજા-પ્રજાની ફરજ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૧-૭-૨૦ |
| ૨-૩ | ,, | ૧૫-૫-૨૧ |
| ૪-૧૦ | ,, | ૨૬-૧૦-૧૯ |
| ૧૧ | ,, | ૭-૧૧-૨૦ |
| ૧૨-૧૯ | ,, | ૧૪-૮-૨૧ |

---

## ૨૫. સ્વદેશીમાં સહકાર.

| | | |
|---|---|---|
| ૧-૮ | યં. ઈ. | ૩-૧૧-૨૧ |

---

## ૨૬. સર્વને વિનંતિ.

| | | |
|---|---|---|
| ૧-૬ | ન. જી. | ૨૧-૭-૨૧ |
| ૭ | ,, | ૯-૬-૨૧ |
| ૮ | ,, | ૪-૧૨-૨૧ |
| ૯ | ,, | ૨૧-૭-૨૧ |
| ૧૦ | ,, | ૯-૬-૨૧ |

---

## ૨૭. વણકરને બોધ.

| | | |
|---|---|---|
| ૧-૩ | ન. જી. | ૨૦-૧-૨૧ |
| ૪-૫ | ,, | ૧૫-૯-૨૧ |
| ૬-૭ | ,, | ૨૦-૧૦-૨૧ |

---

### ૨૮. સૂતરને તાંતણે સ્વરાજ્ય.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૬ | ન. જી. | | ૧૪-૧૨-૧૯ |
| ૭-૮ | ,, | | ૧૩-૧૧-૨૧ |
| ૯-૧૪ | ,, | | ૨૦-૧-૨૧ |
| ૧૫-૧૮ | ,, | | ૮-૫-૨૧ |
| ૧૯ | ,, | | ૧૬-૧૦-૨૧ |
| ૨૦ | ,, | | ૩૦-૧૦-૨૧ |
| ૨૧ | ,, | | ૧૬-૧૦-૨૧ |
| ૨૨ | ,, | | ૧૮-૯-૨૧ |
| ૨૩ | ,, | | ૯-૧૦-૨૧ |
| ૨૪-૨૬ | ,, | | ૨૦-૧-૨૧ |
| ૨૭ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૨૮-૩૦ | ,, | | ૨૧-૮-૨૧ |

---

### ૨૯. મારો કચ્છ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૧૪ | ન. જી. | | ૨-૧૦-૨૧ |

---

### ૩૦. સવાલજવાબ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૩ | ન. જી. | | ૨૦-૧-૨૧ |
| ૪ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૫ | ,, | | ૨૦-૧-૨૧ |
| ૬ | ,, | | ૧૩-૧૧-૨૧ |
| ૭ | ,, | | ૧૧-૯-૨૧ |
| ૮ | ,, | | ૮-૧-૨૨ |
| ૯-૧૩ | ,, | | ૧૧-૯-૨૧ |
| ૧૪ | ,, | | ૧૦-૧૧-૨૧ |
| ૧૫ | ,, | | ૧૧-૯-૨૧ |

---

**સમાપ્ત.**

